સ્તાન ને યુક્રેન જેવા પ્રદેશોની અને ઝેકોસ્લોવેકિયાના પાટનગર પ્રાગની મુલાકાત લીધી હતી. શ્રી શુકલે તો રમૂજી કલ્પનાવાળો સ્વીટ્ઝર્લેન્ડના ઝુરિચનો ઊડતો પ્રવાસ ખેડી લીધો હતો. પોતાના એ પ્રવાસમાં પોતે જે જે જોયું-જાણ્યું તેની કથા લેખકબેલડીએ આ પુસ્તકમાં ઉત્સાહથી કહી છે.

જોઇ શકાશે કે જેમ લેખકોના પ્રવાસમાં રશિયાએ વિશેષ સમય લીધો હતો તેમ એમના આ પ્રવાસસંસ્મરણોમાં પણ રશિયા વાજબી રીતે જ ઘણી જગ્યા રોકે છે. ઇ. સ. ૧૯૧૭ માં માંધાતા જેવા ઝારને ઉખેડી નાખી પ્રજાકીય સત્તાની સ્થાપના કરનાર વિપ્લવ પછી, પાંચ પાંચ પંચવર્ષી યોજનાઓ દ્વારા સાધેલા ઔદ્યોગિક વિકાસથી, દ્વિતીય વિશ્વયુદ્ધમાં જર્મનોના ભીષણ આક્રમણના કાતિલ ટક્કરવાળા સફળ સામનાથી અને તાજેતરમાં અવકાશમાં ભ્રમણ કરવા મોકલેલા સ્પુટનિકોથી રશિયા વિશ્વની વર્તમાન મહાસત્તા બની સૌનું કુતૂહલ આકર્ષતું મહાન રાષ્ટ્ર બની ગયેલ છે. સિડની-બિયેટ્રીસ વેબે તો વર્ષો પહેલાં 'નવી સંસ્કૃતિ' કહીને રશિયાના મહાન પુરુષાર્થને બિરદાવ્યો છે. પણ પોતે જે વાદને વરેલ છે તે સામ્યવાદ પ્રત્યે અમીનજરથી ન જોતા દેશો અને પ્રજાઓ દુનિયામાં અનેક હોવાથી, પોતાની શક્તિ-અશક્તિઓનો સાચો ક્યાસ કોઇ કાઢી ન જાય એ હેતુથી રશિયાએ પોતાની આડે ગુપ્તતાનો લોખંડી પડદો ઊભો કર્યો છે એમ કહેવાય છે. એ જેટલું આત્મસંરક્ષણ અર્થે છે તેટલું અમિત્ર રાષ્ટ્રોને પોતાને વિશે નિત્ય ભય અને સંદેહમાં રાખવા સારુ પણ ખરું. આ પરિસ્થિતિમાં એ ભૂમિમાં મુક્ત રીતે કેટલોક સમય ફરીહરી સગી આંખે જોયુંજાણેલું શબ્દબદ્ધ કરનારના હેવાલ જિજ્ઞાસુઓની દૃષ્ટિ પોતાની તરફ ખેંચનારા બને એ સ્વાભાવિક જ છે.

પણ રશિયાના પ્રવાસના આવા 'આંખો-દેખ્યા' હેવાલ એના લખનારાઓની અંગત દૃષ્ટિ અને રાજકીય પૂર્વગ્રહોથી

રંગાયલા પણ બનવાના. રશિયા વિશે આજ સુધીમાં બહારના મુલાકાતીઓએ જે પુષ્કળ લખ્યું–પ્રગટ કરાવ્યું છે તેમાં જોનારનાં ચશ્માં જે દેખાડે તે જ વાચકોએ જોવાનું હોય છે. આ પુસ્તકના લેખકો ગાંધીવિચારણાના પ્રેમી કોંગ્રેસનિષ્ઠ કાર્યકરો છે. એવા તરીકે સામ્યવાદના આખરી લક્ષ્ય માટે આદર હોવા છતાં એની વ્યવહારુ નીતિરીતિ અને હિંસાને સાધનમાં ખપમાં લેવાની તૈયારી પરત્વે એમને સૈદ્ધાન્તિક વિરોધ હોય જ, એ સમજી શકાય તેમ છે. પણ પોતે ઉઘાડી આંખે અને પૂર્વગ્રહ-મુક્ત મગજે બધું જોવા અને પોતાની છાપ સંઘરવા ગયેલા એમ સૂચવતાં લેખકોએ 'ભૂમિકા' માં નોંધ્યું છે: "અમે જ્યાં ગયા ત્યાં છૂટથી ફર્યા અને ઉઘાડી આંખે જોયું. વ્યક્તિમાં તેમજ સમષ્ટિમાં સારું નરસું બંને રહેલું છે. અમે સારગ્રાહી દૃષ્ટિએ જોયું, નીરક્ષીર ન્યાયે તુલના કરી અને માનવહિતની દૃષ્ટિએ આમાં લખ્યું છે." વાચકો માટે આ તેમના હેવાલની વિશ્વસનીયતા વધારે છે. બીજી બાજુ, લોખંડી પડદો ( Iron curtain ) પોતે અનુભવ્યો ન હોવાનું, જે જોવા ઇચ્છયું તે પોતાને બતાવાયું હોવાનું અને કોઇ અંકુશ વિના પોતે કેમેરાનો પણ ઉપયોગ કર્યો હોવાનું લેખકોએ નોંધ્યું છે.

પ્રવાસવર્ણન છે એટલે એમાં જોવાતા ગયેલા પ્રદેશોનાં ભૌગોલિક–પ્રાકૃતિક સૌંદર્ય અને વિશિષ્ટતાઓની વાત આવે જ, અને અરબસ્તાનનો રણપ્રદેશ, ફ્રાન્સનો ગ્રામપ્રદેશ, રશિયાના ધાન્યભંડાર સમો યુક્રેનનો પ્રદેશ, તાઝિકસ્તાન ને પામિરની પર્વતમાળા, ઝેકોસ્લોવેકિયાનો માચોખા પહાડ—આ સર્વનાં વર્ણનો લેખકોએ મિતાક્ષરી ભાષામાં આપ્યાં પણ છે. અલબત્ત, આવાં વર્ણન ઝાઝાં નથી. એક તો તેમનો પ્રવાસ બહુ ઝડપી હતો, એટલે એક છાપ ચિત્ત પર છપાઇ ન છપાઇ ત્યાં બીજી અને એની પાછળ ભીડ કરતી ત્રીજી-ચોથી આવતી જ હોય એમ

બને એ સ્વાભાવિક છે. વળી પ્રવાસમાં પોતાને મળેલ-નડેલ સગવડ-અગવડો, ને તે પ્રદેશનાં જોવા લાયક સ્થળો અને ત્યાંનાં માનવીઓ તથા કોઇ કોઇ કહેવા જેવા પ્રસંગો વિશે જ વાત કરવા પર એમનું લક્ષ રહ્યું છે. પરિણામે, ફિન્લેન્ડનું ખેડૂત-જીવન ને ત્યાંનું વૃદ્ધાલય, ફિન્લેન્ડ-રશિયાનાં નાટક ને લોકનૃત્યો, રશિયાના બેલે અને પપેટ-શો, લેનિનગ્રેડની ટરબાઇન ફેક્ટરી ને હોઝિયરી ફેક્ટરી, મોસ્કોની રશિયનો જેને માટે અભિમાન ધરાવે છે એ ભૂગર્ભ-રેલ્વે, ક્રેમલિનમાંનું સંગ્રહસ્થાન, મોસ્કોનું કાયમી ખેતીવાડી-પ્રદર્શન, 'પ્રાવડા' છાપખાનું, ટ્રેડ યુનિયનની વિશાળ ઑફિસ, બત્રીસ માળના મકાનવાળી મોસ્કો યુનિવર્સિટી, લેનિન-પુસ્તકાલય, રશિયાનાં ગામડાં, તાજિકસ્તાનનું વિકાસ-ચિત્ર, ત્યાંનાં સામૂહિક કૃષિક્ષેત્ર, સોવિયેત સંઘની બાલ-વાડી (કિન્ડર-ગાર્ટન) શાળાઓ અને ત્યાંની શિક્ષણપદ્ધતિ, આ બધાં વિશે લેખકોએ ઝીલેલી તેમની છાપ સાથે પ્રમાણભૂત માહિતી પુસ્તકમાંથી મળે છે. લેનિન અને ટૉલસ્ટોયનાં મુકામ અને સમાધિ વિશે પણ રસપ્રદ હકીકત વાચકોને જાણવા મળે છે.

ગુજરાતી વાચકોને રસ પડે એવું આ પુસ્તકમાં બીજું ય ઘણું છે. ગુજરાતી બહેનની સાડીએ ફિન્લેન્ડ વગેરે ઠેકાણે ધ્યાન ખેંચી પરમુલકનાં માનવીઓ પાસેથી જે પ્રશંસા મેળવ્યાનું લેખકોએ નોંધ્યું છે તે તો એમને ગમશે જ. રશિયામાં બધાં કારખાનાં, થિયેટરો, સરકસ ને હજામત સુધીના ધંધા સરકાર ચલાવે છે: પગારમાં કામદારો અને નિયામક અમલદારો વચ્ચે આપણે ત્યાં જોઇએ છીએ તેટલી માત્રાનો ભેદ ત્યાં હોતો નથી; 'પ્રાવડા' અખબારના ડિરેક્ટરના પગાર જેટલો જ તે છાપાના નિષ્ણાત કારીગરનો પગાર હોય છે અને સામાન્ય કંપોઝીટર અને મશીનમેનનો પગાર તે પગારના ૬૦ ટકા જેટલો એટલે

આપણા ૧૭૭૨ રૂપિયા જેટલો હોય છે : ગટર સાફ કરનાર ભારે કામ કરનાર ગણાઇ ૨૦૦૦ થી ૩૦૦૦ રૂપિયાનો પગાર ત્યાં મેળવે છેઃ ઘર જેવી પ્રાથમિક જરૂરિયાતમાં લોકોને પગારના પાંચ ટકાથી વધુ ખર્ચ ભાડા પેટે કરવો પડતો નથી પણ બીજી બાબતોમાં અને ખાસ કરીને મોજશોખની ચીજોમાં ત્યાં બેસુમાર મોંઘવારી છે : આમ છતાં ત્યાં એક પણ ભિખારી નજરે પડતો જ નથીઃ લેખકો અને કલાકારોને તો રશિયામાં સૌરાષ્ટ્રીય લોક-ભાષાનો પ્રયોગ કરીને કહીએ તો 'બખ્ખાં' છે : સમગ્ર અર્થરચના ભલે સરકારયોજિત હોય પણ વ્યક્તિ પોતાની કમાણી પર પોતાની માલિકી ધરાવી શકે છે–આવી આવી માહિતી સાથે વાચકો એ જાણીને પણ ખુશ થશે કે રશિયામાં સંસ્કૃત અને હિંદીનો તેમજ હિંદની પ્રાદેશિક ભાષાઓનો અભ્યાસ ઉચ્ચ શિક્ષણની કક્ષાએ વધી રહ્યો છે, અને સોવિયેત શાળામાં નમસ્કારની હિંદી વિધિ પણ શીખવવામાં આવે છે ! લેખકો જોડે રહી તેમને બધું બતાવનાર અને દુભાષિયણનું કામ કરનાર યુવતી નતાશા તોલ્સ્તોયે અને શ્રી ભાનુભાઇ શુકલના અંગ્રેજી પત્રનો હિંદીમાં જવાબ આપનાર પ્રાધ્યાપક ચેલીશેવે પોતાના હિંદી–પ્રભુત્વથી લેખકોને કેવા શર-માવ્યા હશે ! સંસ્કૃતના પંડિત પ્રો. કલ્યાનોફ જેમણે મહાભારતના બે પર્વો તેમજ મેઘદૂત, શાકુન્તલ, પંચતંત્ર ને હિતોપદેશનાં ભાષાંતર રશિયન ભાષામાં કર્યાં છે એમણે લેખકો જોડે વાત સંસ્કૃતમાં કરી અને શ્રી પાઠકના પાછળથી ભારતથી લખાયેલા પત્રનો ઉત્તર પણ મધુર પ્રવાહી સંસ્કૃતમાં આપ્યો, એ જાણીને એમના પ્રત્યે આદરની લાગણી કયા વાચકમાં નહિ પ્રગટે ? ચેલીશવનો 'દેહને ભાડુતી મકાન અને સંસારને સરાઇ કહેનારા તમે જમીન–મકાન અમારાં નથી એમ કેમ કહેતા નથી ?' એ લેખ-કોને કરાયેલો પ્રશ્ન ભારતવાસીઓને કેવું આત્મપરીક્ષણ કરવા પ્રેરે એવો છે ! વિનોબાજીની ભૂદાનયજ્ઞ-પ્રવૃત્તિ અને તેને પ્રેરતી

ભાવના જવાબ તરીકે લેખકોએ સામે ધરી તો જ આપણી લાજ રહી ને!

લેખકો જેને નિમિત્તે આ પ્રવાસ ખેડી આવ્યા તે હેલ્સીન્કી ખાતે ભરાયેલ શાંતિ પરિષદ વિશે થોડી માહિતી આપ્યા વગર તેઓ કેમ રહે? એ પરિષદ વેળા જ નહિ, તે પછી ફિન્લેન્ડ, રશિયા અને ઝેકોસ્લોવેકિયાની ધરતી પરના લેખકોના પરિભ્રમણ વેળા પણ એમને જોવા-જાણવા મળેલી લોકોની શાંતિની ઉત્કટ ઝંખનાનો સાક્ષાત્કાર પુસ્તક અનેક સ્થળે કરાવે છે. લડાઇમાં દીકરા ખોઇ બેસનાર પેલો આંસુભર્યો વૃદ્ધ રશિયન, પતિઓને યુદ્ધમાં ગુમાવનાર પેલી પીરસનારીઓ, વાંચતાં અરેરાટી છૂટે એવા લિડિસ્સેહના હત્યાકાંડનો ભોગ બનનારાંનાં અવશિષ્ટ સ્વજનો: ગત વિશ્વયુદ્ધની ક્રૂર થપાટો જેમને વાગી છે તેવાં આવાં માનવીઓનાં હૈયાંમાંથી ઊઠતો શાંતિનો પુકાર-'એવું કરો કે લડાઇ ન થાય'-જે લેખકોને ઠેરઠેર સાંભળવો પડેલો તે તેમણે આ પુસ્તકમાં પોતાના વાચકોને પણ સંભળાવ્યો છે. શાંતિની આ ઝંખનાએ જ એની ભાવના ફેલાવવા કામ કરી જનાર ગાંધીજી અને પંચશીલના સિદ્ધાંત દ્વારા અત્યારે શાંતિના દૂત તરીકે કામ કરી રહેલ પંડિત જવાહરલાલ નેહરુ, એ ભારતના બે આદરણીય લોકનેતાઓ પ્રત્યે દુનિયાનાં આવાં સૌ શાંતિચાહકોની પ્રેમાદર અને આશાભરી નજર વાળી છે, એની વાત પણ પુસ્તક આપણને કહે છે. ભારતના પ્રતિનિધિઓને ફિન્લેન્ડ, રશિયા અને ઝેકોસ્લોવેકિયામાં સામાન્ય માણસો તરફથી મળેલો પ્રેમભર્યો સત્કાર હવે સર્વત્ર માનવીનાં હૈયાં, જાતિ, વર્ણ, દેશ, વેશ, ધર્મ ને રાજનીતિના ભેદોને ભૂલી-વટાવી જઇ બંધુત્વના રેશમથી એકતામાં સંધાતાં જતાં હોવાની સુખદ પ્રતીતિ વાચકોને કરાવશે. ભારતના કામદારોના મહેનતાણાની રકમ સાંભળતાં જ હેટમાં તેમને માટે ફાળો ઉઘરાવવા મંડી જનાર

ફીન કામદારો, લેખકોને રોકી તેમને આગ્રહપૂર્વક 'હિન્દનાં બાળકો માટે' એક હજાર માર્કસની નોટો વળગાડનાર પ્રૌઢ ફીન, હૃદય પર હાથ મૂકી 'નેહરુ હિયર' (નેહરુ અહીં છે) એમ ગળગળે સાદે બોલતો ફીન કામદાર, રશિયામાં લેખકોના હાથ પકડી ક્યાંય સુધી ચાલનાર કિશોર બાલિકાઓ, આ સર્વ વિશેનું લેખકોનું બયાન કેવું હૃદયસ્પર્શી છે! પરમુલકમાં જે કેટલાંક હેતાળ, સેવાભાવી ને માનવતાભર્યાં માનવીનો સુખદ સંપર્કલાભ લેખકો પામ્યા હતા તેમનો પુસ્તકમાં અત્રતત્ર થતો પરિચય હૃદયને પ્રસન્ન કરી જાય છે અને આપણને આપણાં જ બાંધુઓ જોડે તેમ પરદેશી મુલાકાતીઓ જોડે કેવી રીતે વર્તવું જોઈએ તેનો પ્રેરક પદાર્થપાઠ પણ આપી જાય છે. યુદ્ધનો માર ખમેલ ફિન્લેન્ડ, રશિયા ને ઝેકોસ્લોવેકિયા જેવા દેશોના ફરી ઊભા થવાના ઝડપી અને સફળ પુરુષાર્થની કથા પણ પ્રેરણાદાયી છે.

આ કારણે આ પુસ્તકની સાંસ્કારિક દૃષ્ટિએ ઘણી ઉપયોગિતા છે, સાહિત્યિક દૃષ્ટિએ એ ભલે એથી થોડીક ઓછી હોય. પોતાના પ્રયોજનને સિદ્ધ કરવા પૂરતું લેખનકૌશલ અને વાણીપ્રભુત્વ તો લેખકોએ દાખવ્યું છે જ. આવાં પુસ્તકોને માટે અનિવાર્ય અગત્યનાં ગણાય તેવાં ચિત્રો એમાં મૂકી પુસ્તકની મૂલ્યવત્તામાં એમણે ઉમેરો કર્યો છે. લેખક-પ્રવાસીઓએ પોતાના કેટલાક અંગત અનુભવો વર્ણવતા રહી, તેમાંય ખાસ તો શ્રી શુક્લે ઝુરિચને ઠેલે હાથ દઈ આવ્યાના વિષમ-રમૂજી પ્રવાસની કથા 'તો પ્રકરણ ન લખત' એ પ્રકરણમાં આલેખીને આ પ્રવાસકથાને વાર્તારસ પણ બક્ષ્યો છે. લિડિસ્સેહ્નના હત્યાકાંડને એમણે જે તાદૃશતાથી વર્ણવી દેખાડ્યો છે એનું ય ફળ એવું છે. માહિતી મેળવવા કરેલા સંવાદ પણ એમણે અવારનવાર મૂક્યા છે. 'મેઘદૂત બોલવા લાગી', 'એ મિલકત મારી નથી', 'એવું કરો કે લડાઈ ન થાય', 'લિડિસ્સેહ્નનો

# ભૂમિકા

શારદા મંદિરના સંચાલક વજુભાઇ દવેને ત્યાં અમે એકવાર મહેમાન બન્યા હતા. જમતાં જમતાં અવનવી વાતો ચાલતી હતી. અચાનક તેમણે અમને પ્રશ્ન કર્યો: 'તમારે એપને ચીન જવું છે!' અમે તરત જ રાજી થઇને હા પાડી. પરંતુ શ્રી વજુભાઇ આવા અનેક તુક્કા ઉડાવીને ફેંકે છે તેવો આ એક તુક્કો હશે એમ માની, અમે છૂટા પડયા અને પોત-પોતાના વ્યવસાયમાં ગૂંથાયા. વાત લગભગ વિસારે પડી.

છ—એક માસ પછી અચાનક અમને ખબર આપવામાં આવ્યા કે 'ફીનલાન્ડના પાટનગર હેલસીંકીમાં મળતી વિશ્વશાંતિ પરિષદમાં ગૂજરાતના પ્રતિનિધિ તરીકે તમારા નામ સૂચવવામાં આવ્યા છે. તમારે કપડાં, પાસપોર્ટ વગેરેની તૈયારી કરવી.'

અમારે માટે આ અણધાર્યું સૂચન હતું. કેટલીકવાર અણધાર્યો આવી પડતો આનંદદાયક વિચાર માણસને ગંભીર બનાવી દે છે. પ્રથમ આ વિચાર સૂચવવામાં આવ્યો ત્યારે અમે પગે ચાલીને પણ ચીન જવાની હોંશ બતાવેલી. સામાજિક ઉત્થાનને

પંથે ઝડપભેર આગેકૂચ કરી રહેલા દેશની પ્રગતિ નજરે નિહાળવાની અમને ઘણી જિજ્ઞાસા હતી. એ જિજ્ઞાસા આટલી વહેલી અને સરલતાથી પૂરી થશે એવું અમે કલ્પ્યું ન હતું.

અમારાં નામો ગૂજરાત પ્રાન્તિક શાંતિ સમિતિએ મધ્યસ્થ સમિતિને મોકલી આપ્યાં હતાં. અને તે મંજૂર થયાં. આર્થિક સવાલ પણ ઉકેલાયો. દરમિયાન અમારા બે સાથીદાર શ્રી વજુભાઇ મહેતા અને શ્રી. ઉપાબેને સાથે આવવાની ઈચ્છા વ્યક્ત કરી. ઘણી ઓછી શકયતા હોવા છતાં તેમનાં નામો પ્રતિનિધિ તરીકે મંજૂર થયાં. જવાની તારીખ નજીક આવવા લાગી.

એક પ્રશ્ન સૌથી વધારે મૂંઝવણ ભર્યો હતો. અમે ચૂસ્ત કોંગ્રેસવાદી, અમારા મિત્રોનું વલણ અમે આ પરિષદમાં જઇએ તેની વિરૂદ્ધ હતું. ચીનમાં બે વર્ષ પહેલાં મળેલી વિશ્વશાંતિ પરિષદમાં પૂ. રવિશંકર મહારાજ ગયેલા ત્યારે પણ આ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. અચાનક અમદાવાદમાં પૂ. મહારાજશ્રીની મુલાકાત થઇ. આ બાબતમાં તેમની સલાહ પૂછી. તેઓશ્રીએ પોતાની લાક્ષણિક ઢબે કહ્યું, 'તમે જરૂર જાઓ, એ લોક બહુ ગમાણું છે. તમને ઘણું જોવા જાણવાનું મળશે.' આમ અમારી એક મૂંઝવણ દૂર થઈ.

તૈયારીના દિવસો થોડા હતા. હાથ ઉપરનાં કામો સમેટવાનાં હતાં. સ્વજનોની ભાવભીની વિદાય લઇને આખરે અમે મુંબઈ પહોંચ્યાં. ચાર દિવસમાં કપડાં સિવડાવી લીધાં ને દિલ્હી પહોંચ્યાં. અમારા ઉપડવા આડે ફક્ત એક જ દિવસ હતો. હવાઈ સફરની ઓફિસે વજન વ. વિધિ થઇ ગઈ. સવારમાં ૭ વાગ્યે અમારે ઉપડવાનું હતું. સાંજે પોસ્ટ ઓફિસના ચોગાનમાં બેસીને સ્વજનોને પત્રો લખ્યા.

પરંતુ 'મનુષ્ય જાને મૈં કરું, હરિ કરે સો હોય.' રામ જેવા અવતારી પુરુષને જે દિવસ ગાદીએ બેસવાનો દિવસ હતો તે દિવસ વનવાસનો બન્યો. અમારે માટે જે દિવસ સફરમાં જવાનો હતો, તે દિવસ જ નહિ, તે સપ્તાહ, દિલ્હીની ગરમીમાં શેકાવાનો બન્યો. અમારે કાબુલ થઇ રશિયા જવાનુ હતું. અફઘાનિસ્તાનના સરસનાપતિનો વટહુકમ નીકળ્યો: 'વધારાના વિમાનોને પ્રેટ્રોલ આપવાનુ એક અઠવાડિયા સુધી બંધ રહેશે. કારણુ સરહદ ઉપર ગરબડ છે.'

નઇ દિલ્હી કમલાનેહરૂ મારકીટની સામે આવેલા મુન્શી નિકેતનમાં અખિલ ભારતીય શાંતિ સમિતિનું કાર્યાલય પ્રતિનિધિઓથી ઉભરાતું હતું. આ સમાચારથી સૌ વિસ્મિત બન્યા અને કંઇક અંશે ચિંતિત પણુ થયા. તે દિવસથી લગભગ એક સપ્તાહ અનિશ્ચિતતામાં ગાળ્યો. આખરે કાબુલ થઇને જવાનો વિચાર પડતો મૂકાયો અને યુરોપ થઇને ફીનલાન્ડ પહોંચવું તેમ નક્કી થયુ. એર ઇંડીયા કોર્પોરેશનનું ખાસ વિમાન બાધવામાં આવ્યું. દસ-બાર પ્રતિનિધિઓ ચાલુ સર્વીસમાં કાબુલ થઇને ગયા અને બાકીનાં ૬૦ જણુ 'સ્કાઈ માસ્ટર' વિમાનમાં ઉપડયા.

અમારી સાથે પ્રતિનિધિઓમાં સૌરાષ્ટ્રના ૫, ગૂજરાતના ૧૫, ભારતના અન્ય પ્રાંતના ૬૦ એમ કુલ ૮૦ પ્રતિનિધિઓ હતાં. તેમાં શાંતિ સમિતિના મુખ્ય મંત્રી રમેશચંદ્ર અને તેમના પત્ની પેરીનબેન, કાર્યાલય મંત્રીઓ શ્રી લાજપત અને શ્રી પરમેશ્વરન્, સુપ્રસિદ્ધ લેખક ડો. મુલ્કરાજ આનંદ, બંગાળના સચીનનાગુ, આસામના યુવાન કવિ પ્રો. હઝારિકા, બંગાળના સંસ્કારી દંપતિ નરેન્દ્રદેવ અને રાધારાની, મુંબઇના સમાજ સેવિકા કપિલાબેન, સ્વ. ડો. મેઘરાજ સહા, ક્રાંતિકારી શ્રી અંબિકા ચક્રવર્તી વગેરે હતા.

આ ભાઈબહેનો સાથે અમે બે મહિના સતત સંપર્કમાં રહ્યાં. કુટુંબ જેવો સંબંધ બંધાયો. ફીનલાન્ડ, રશિયા અને ઝેકોસ્લોવેકિયામાં જેમનો અમને પરિચય થયો, જેમણે અમારા દુભાષિયા તરીકે કામ કર્યું એ બાઈ બહેનો પણ અમારા સ્વજન બન્યાં. એમનો સ્નેહસંબંધ પણ ચિરંજીવ બન્યો.

આ પ્રવાસ કથામાં અમે જોયેલાં સુભગ દશ્યો ને અનુભવેલા સુખદ પ્રસંગો રજૂ કર્યાં છે. અમે જ્યાં ગયા ત્યાં છૂટથી ફર્યાં અને ઉઘાડી આંખે જોયું. વ્યક્તિમાં તેમજ સમષ્ટિમાં સારું નરસું બન્ને રહેલું છે. અમે સારગ્રાહી દૃષ્ટિએ જોયું, નીરક્ષીર ન્યાયે તુલના કરી અને માનવહિતની દૃષ્ટિએ આમાં લખ્યું છે.

આજના ઝડપી જમાનામાં, બે માસ સુધી સતત પ્રવાસ કર્યો. રેલ્વે, મોટર અને વિમાનમાં ફર્યાં. બાલગૃહો, નાટ્યગૃહો, ધારાસભાગૃહો, કારખાનાઓ અને કૃષિક્ષેત્રો નિહાળ્યાં. મજૂરો ખેડૂતો. શિક્ષકો, લેખકો, કવિઓ અને રાજકર્તાઓ એમ સૌને મળ્યાં. દિલ ખોલીને વાતો કરી. વિચાર વિનિમય કર્યો. એ બધું આ નાનકડા પુસ્તકમાં આપવું મુશ્કેલ છે. પરંતુ નવજાગૃત, પ્રબળ પુરૂષાર્થી, સહકાર અને ભ્રાતૃભાવની ઉન્નત ભાવનાથી આગળ વધી રહેલા દેશોની પ્રગતિ અમે નજરે નિહાળી, તેનું આછું દર્શન અહીં રજૂ કર્યું છે. સુંદર પ્રાકૃતિક દશ્યો અને આનંદ અને ઉલ્લાસમય વાતાવરણમાં જીવતાં માનવીઓ, જોઇને અમને ઘણો હર્ષ થયો.

અમારા પ્રવાસની વાતો સ્વદેશ પાછા ફરીને અનેક સ્થળે કહેવાની અમને તક મળી હતી. ઘણાં મિત્રોએ આ પ્રવાસકથા લખી કાઢવા સૂચન કર્યું. રશિયા વિષે આપણા દેશમાં હવે ખાસ નવીનતા કે કુતૂહલ જેવું રહ્યું નથી. ગૂજરાતી ભાષામાં કેટલાંક પુસ્તકો પણ લખાયાં છે આમ છતાં અમને પ્રવાસ દર-

મિલાન જે માનવતાભર્યા અનુભવો થયા, જે પ્રસંગોએ અમારા જીવનમાં એક પ્રકારની નવપ્રેરણા સીંચી તે ગૂજરાતી વાચક વર્ગ સમક્ષ રજૂ કરતાં અમને આનંદ થાય છે.

સોવિયેત ભૂમિ આવે તે પહેલાં મસ્તકમાં અનેક પ્રશ્નો આવતા હતા. રશિયામા ગરીબો હશે? બેકારો હશે? લોકો વૈભવમા રહેતા હશે? ખાનગી માલિકી હશે? નહિ હોય તો એ ધંધા કેવી રીતે ચાલતા હશે? મકાનો ભાડાનાં હશે? કારખાનામા લોકો દીલ દઈ ને કામ કરતાં હશે? ઝાડુવાળા અને મિલમેનેજર એક જ ફ્લેટમાં સરખી સમૃદ્ધિથી રહેતા હશે! લેખકોને ગુલામી હશે? પોલાદી ચોકઠામાં કલા વિકસી હશે? અમને મુક્ત રીતે આ બધું જોવાનું મળશે? તેની તસ્વીરો અમે લઈ શકીશું? તેના પ્રત્યેક નાગરિકને અંતરાય વિના અમે મળી શકીશું? અનુવાદકો શું તેમના દેશની વાતનો સાચો અનુવાદ કરી આપશે?

અમારો આ પ્રવાસ અનેક રીતે મૌલિક છે. રશિયાને લોખંડી પરદો કહેવામાં આવ્યો છે. રશિયામાં જનારને અમુક જ સ્થળે લઇ જાય છે, સાચી માહિતી મળતી નથી. રશિયન લોકો જેલની દીવાલો વચ્ચે ગાળે તેવું જીવન ગાળે છે વગેરે વગેરે માન્યતાઓ ઘણા લોકો ધરાવે છે.

આ દેશમાં અમે અમારો સ્વતંત્ર કાર્યક્રમ પણ ગોઠવ્યો. ભાંગી તૂટી રશિયન શીખી તેની ગલીઓમાં ભટકવા નીકળી પડતાં. તેમનાં વેતન, તેમનું જીવન ધોરણ, તેમનો વસવાટ બધું ઝીણવટથી જોયું છે ને ભેદી મનાતા ક્રેમલીનમાં છબિઓ લીધી છે. હસતા ગુલાબી પ્રફુલ્લિત લોકોને જોયા છે.

ભારતમાં લોકોના મનને દેશની પ્રગતિને બદલે રાજકારણ વધુ અસર કરતું હોય છે. રશિયામાં સમાજ જીવન, ઉત્પાદન અને જીવનને સમૃદ્ધ કરવાની પ્રવૃત્તિમાં લાગેલા લોકોને જોયા છે.

આ લોકો ભારતની મૈત્રી બાંધવા એટલા આતુર હતા કે સહજ પ્રયાસે અમે મૈત્રી બાંધી છે, અને આ ગ્રંથમાંથી આપને એનો નક્કરનો પરિચય મળશે.

અમારો પ્રવાસ યોજવા માટે સૌથી વિશેષ પરિશ્રમ ઉઠાવનાર શ્રી ચંદ્રભાઇ ભટ્ટનો આભાર માનવો જોઇએ. તેઓ એટલા નિકટના સ્વજન છે કે શ્રી વજુભાઈ દવેની જેમ તેમનો નામ લઇને આભાર ન માની શકાય. પ્રવાસનું વસ્તુ મેળવી આપવામાં અમને પરદેશના મિત્રોએ માગી મદદ આપી છેને પુષ્કળ સાહિત્ય મોકલી આપ્યું છે એ બદલ તેમના આભારીછીએ.

પણ ભૂમિકામાં વધારે વખત ન રોકાતા આપણે પ્રવાસ શરૂ કરીએ.

રામનારાયણ ના. પાઠક
ભાનુભાઇ લ. શુકલ





## દિલ્હીથી....હેલસીંકી

આકાશમાં અમારૂં સ્કાઈ માસ્ટર વિમાન ગોથાં ખાતું હતું. એનાં એકે એક ગાત્ર કંપતાં હતાં. વિમાનમાં બેઠેલા સાઠ જીવ પણ તરફડતા હતા. વિમાનની ચારે બાજુ ધુમ્મસભર્યાં વાદળાઓ હતાં. બે વાર દૂર પણ નજર નાખી શકાતી નહોતી. ઉપર આકાશ છે, નીચે ધરતી છે. પણ એમાંથી એકે નજરે તરતું નથી.

ભૂરાં વાદળાના ગોટાને વિંધતું વિમાન ફીનલેન્ડની ધરતી ઉપર તરતું હતું. નીચે જમીન જોવા અનેક ઝાવાં નાખતું હતું, ને ખૂબ જ નીચે ઉતરી જતું હતું, પણ જમીન દેખાતી નહોતી. આકાશમાં બાર હજાર ફીટ જેટલે ઉંચે એ રાક્ષસી વિમાન ઘડીમાં પહોંચી જતું હતું, પણ ત્યાંય એને વાદળ વિનાનું આકાશ જડતું નહોતું. ઉપર અને નીચે વિમાનની ગતિ થયા કરતી હતી. વીસલ વગાડીને વિમાન, સામેથી આવતું કોઈ વિમાન ભટકાઈ ન પડે તેની ચેતવણી આપતું હતું.

હજુ તો અરધા કલાક પહેલા જ આ વિમાનનાં ઉતારૂ-ઓમાં ગતિ હતી. બારતથી ઉપડ્યા પછી કલાકો પછી જ્યારે ખબર પડી કે ફીન્લેન્ડની ધરતી પર ઉતરાણ હાથવેંતમાં છે ત્યારે સહુએ રાહતનો દમ ખેંચ્યો હતો. નિર્વિઘ્ને પ્રવાસ કરાવવા માટે જ્યારે કપ્તાનનો આભાર માનવામાં આવ્યો ત્યારે આ વિમાન તાળીઓથી ગાજી ઉઠ્યું હતું. અરધો કલાકમાં જ દૃશ્ય પલટાયું. ઘેરી ચિંતામાં સહુ અવાચક હતા. એક બીજા સાથેની વાતચીત બંધ હતી. ઉંચા નીચા થતા વિમાનથી હવાઈ માંદગી વધી પડી હતી. જે અવાજ આવતો હતો તે માત્ર ઉબકાઓનો હતો.

વિમાની વિમાનને ઘડીમાં ૧૫ હજાર ફીટ ઉંચે લઇ જાય, ઘડીમાં છેક નીચે લાવી દે, પણ વાદળાંનાં ટોળાં સિવાય કાંઇ દેખાય નહિ. વિમાનના રસ્તા પરથી દૂર કંઈ પણ દેખી શકાતું નહોતું. વિમાનમાં બેઠેલા સહુના મુખ પર ગભરાટ દેખાતો હતો. અચાનક એર સીકનેસ—હવાઇ માંદગી આવી ગઇ હતી. દોઢ કલાક સુધી વિમાન આકાશમાં રખડયું પણ એને માર્ગ સુઝે નહિ. વિમાની રણધાવા, હેલસીંકી એરોડ્રોમ પર પહેલ વહેલું ઉતરાણ કરતા હતા. દિશાદર્શક યંત્ર પર અમારૂં વિમાન અંદાજ પર ઘૂમી રહ્યું હતું. નીચે ઉપર દશ હજાર ફુટ સુધી વાદળાં નીચે વિમાન જતું ત્યારે અથડાવાનો ભય હતો, છતાં એ ભય ખેડીને પણ વિમાનીએ નીચે જવા પ્રયાસ કર્યો. સતત દોઢ કલાક પછી ખૂબ જ નીચે આવતાં લીલી ચાદર બિછાવેલી આછી ધરતી દેખાઇ.

પણ વિમાન ધરતીની શોધમાં હેલસીંકીથી ઘણું આગળ નીકળી ગયું હતું. નીચે વરસાદ વરસતો હતો ને વિમાનમાં ઠંડી હતી; પરંતુ બહાર કેટલી વધુ ઠંડી હશે તેનો ખ્યાલ આવતો નહોતો.

વિમાને જમીનથી ખૂબ જ નજીક ચક્કર લગાવ્યું. ઉત્તર ધ્રુવની ધરતી ગ્ઝીયામણી લાગતી હતી. પરંતુ તેને માનવાની મનોદશા, મને લાગે છે કે, વિમાનના યાત્રિકોને અત્યારે નહોતી અમારા પ્રતિનિધિ મડળના આગેવાન ડૉ. કૌશાબી મૌન હતા. આચાર્ય અત્રે અને ડૉ. મુકરાજ આનદ મૂગા હતા વાચાહીન શાતિ વ્યાપી હતી.

મોટુ ચક્કર લગાવીને અમારુ ગગનગાજ અતે હેલસીંકીના વિમાન ઘર પર ઉતર્યુ. દીલ્હીથી નીકળ્યા ને એક યુગ વીતી ગયો હોય તેમ લાગ્યુ.

તા. ૨૪ મી જૂનની મધરાતે દિલ્હીના પાલમ હવાઈ મથકે અમારા હવાઈ જહાજે પાખ પમારી વિમાનમા પ્રવાસ કરવાનો અમારો આ પહેલો જ પ્રસગ હતો. ભારતની રાજધાની ઉપર વિમાને ચકરાવો લીધો ત્યારે નીચે દિલ્હી નગરના દીવાઓ પ્રકાશી રહ્યા જોતજોતામા ૧૦ હજાર ફીટની ઉચાઇએ પહોચીને અમારુ વિમાન સીધી ગતિએ ચાલવા લાગ્યુ. વિમાનમા ૬૦ ઉતારુઓ હતા બે હારમા બે કો હતી. એક બાજુ ત્રણ વચ્ચે ચાલવાનો રસ્તો અને બીજી બાજુ બે સૂવા માટે બેઠકો લબાતી. બહાર અંધકાર હતો અંદર શાતિ હતી પ્રવાસની અનિશ્ચિતતાઓ પછી શરૂ થયેલુ પ્રયાણ એક પ્રકારનો સતોષ અર્પી રહ્યુ. વિમાન ઉચે ચડતા તેનો શીતલ પવન અંદર આવવો શરૂ થયો હતો. પ્રવાસીઓ દિલ્હીના ઉકળાટમા સાત દિવસનો થાક ઉતારવા લાગ્યા. વિમાનના કપ્તાન અને કાર્યકરો સિવાય સૌ નિદ્રાદેવીને શરણે પોઢયા વિમાનનુ નામ 'Sky Master' હતુ.

રસ્તામા કરાચી ઉતરવાનુ થશે એમ ઉપડતી વખતે સાભળેલુ. પરંતુ હવામાન અનુકુળ હોતા, પેટ્રોલ પૂરતુ હોવાથી

ઠંડી હતી. વિમાનમાં કોફી, બિસ્કીટ, ચોકલેટ વારાફરતી મળ્યાં કરતાં હતાં. હિંદી સમય કરતાં ૩ કલાક ઘડિયાળો પાછળ ચાલતી હતી. એક બાજુ અખાતનાં ઘેરાં વાદળી જળ અને એક બાજુ લાલ રેતીના ખડકો. બેહરીન મૂક્યા પછી ચાર પાંચ કલાકે સીરીયાનો પ્રદેશ શરૂ થયો.

સીરીયા શરૂ થતાં જ નાનાં ગામડાં અને લીલાં ખેતરો દેખાવાં લાગ્યાં ભીનાશવાળી જમીન આવી. હરિયાળું ઘાસ દેખાયું પછી ખેતરો આવ્યાં. નાનાં ગામડાં અને રમકડાં જેવાં મકાનો, સફેદ પટ્ટી દોર્યો હોય તેવા રસ્તાઓ. પંદર વીસ ગામડાંઓ વચ્ચે દમાસ્કસ શહેર દેખાયું. શહેર ફરતાં સહેજ ઊંચા ટેકરા હોઇ થોડો વરસાદ પડતો, તેથી જમીન મીઠી બનેલી. નાની નદીઓ નજરે પડી. શહેરની નજીક મોટરો દેખાય. ચાર લાખની વસ્તીવાળું સુંદર વ્યવસ્થિત શહેર. અમારી પાછળની બેઠકમાં બેઠેલાં સુરતના શ્રી કાનખાળવાલાએ કહ્યુ, 'હું દમાસ્કસ આવી ગયો છું. ઘણુંજ દેખાવડું શહેર છે. રસ્તા મજબૂત અને સુંદર છે. શહેર વ્યવસ્થિત છે. દમાસ્કસથી સાઉદી અરેબીયા સુધી ટ્રેઇન જાય છે.' અમે નીચે નજર કરી તો સીરીયાની સુઘડ રાજધાની પ્રદર્શનમાં કાગળનું કોઇ ગામ બનાવીને મૂક્યું હોય તેવી લાગતી હતી. રસ્તા ઉપર દોડી જતી મોટરો, તેતર અને ચકલાં જેવી લાગતી હતી. દમાસ્કસની હમીરીઆ મારકીટ ખૂબ વિશાળ અને જોવા લાયક છે.

સીરીયાની હદ બેરૂત બંદર પાસે પૂરી થઈ. ભૂમધ્ય સમુદ્ર શરૂ થયો. દમાસ્કસ છોડયા પછી વાદળાં વધ્યાં. વિમાન વાદળાંને નીચે રાખીને ઉડતું હતું. ભૂમધ્ય સમુદ્રમાં વાદળાં પાણીથી ૧૦ હજાર ફીટ ઉપર હોવા છતાં અંદર બેસી ગયેલાં લાગતાં અને આસમાની રંગનું પાણી હોવાથી ઉપર એક અને

નીચે એક એમ બે આકાશ દેખાયાં. દૂર દૂર જોતાં વાદળાં મોજાં જેવા લાગ્યાં. ચારે બાજુ આવેલાં વાદળાં રૂના પોલના ઢગલા કર્યા હોય તેવા લાગે છે. બૈરૂત છોડયા પછી લગભગ એક કલાક બાદ સાઇપ્રસ ટાપુ આવ્યો. લગભગ ૧૦૦૦ માઈલના ઉડ્ડયન પછી અમારું વિમાન નીચે ઉતર્યું. બપોરના દોઢ વાગ્યે અમારે ત્યાં ભોજન લેવાનું હતું. સમુદ્ર કિનારે હવાઈ મથક હતું. નાનાં દસ-બાર વિમાનો પડયાં હતાં. નિકોસિયા ભૂમધ્ય સમુદ્રમાં આવેલા સાઇપ્રસ ટાપુની રાજધાની છે. સમુદ્રની સપાટીથી એની ઊંચાઇ ૭૫૦ ફીટ છે. ગ્રીક, તુર્ક અને આર્મેન ત્રણ મુખ્ય જાતિઓ અહીં વસે છે. બ્રિટિશની હકૂમત છે. એ લોકો સ્વાતંત્ર્ય માટે લડત ચલાવી રહ્યા છે. હવાઇ મથક ઉપર કામ કરતા ભાઇઓએ પોતાની ભાષામાં ઝુસ્સાથી અમને સમજાવ્યું. અને 'ગાન્દી' એવો અસ્પષ્ટ ઉચ્ચાર કરીને ગાંધીજીની પેઠે અમે અંગ્રેજોને હાંકી કાઢશું એમ કહ્યું. નિકોસિયા અગત્યનું હવાઈ મથક છે. ત્યાંથી અનેક સ્થળે જવાય છે. કૈરો, અંકારા, અલેક્ઝાંડ્રિયા, પોર્ટસુદાન, બેહરીન અને રોમ, બધાં લગભગ હજાર માઇલ દૂર છે.

*

ભોજનવિધિ પતાવી અમારું વિમાન યુરોપને માર્ગે ચાલ્યું. ટાપુ મૂકીને આગળ વધતાં જ વાદળાં નીચે આવી ગયાં. સમુદ્રમાં રૂના પહાડો તરતા હોય એવા નીચે વાદળાં લાગતાં હતાં. પહાડો ઉપર પણ વાદળાંઓ પથરાયેલાં નજરે પડતાં હતાં. મશીનની કેબિનમાં જઇ મશીન જોયું. મશીનમાં મોટર જેવાં બે સ્ટીયરીંગ હોય છે. ૩૦-૪૦ જેટલાં મીટર. બે માણસો સતત બેસે છે. સામાન્ય સંજોગોમાં એક માણસ ચલાવે છે. ચડતી ઉતરતી વખતે બન્ને મશીન સાથે ચલાવવામાં આવે છે. વચમાં એક હોય છે, તેની પાછળજ બીજી કેબિન હોય છે.

માળા જેવાં ગામડાંઓ વૃક્ષરાજિ વચ્ચે ડોકિયાં કરતાં હતાં. નાનાં નાનાં ગામોને જોડતા રસ્તાઓ યોજનાબદ્ધ હતાં. ખેતરો, બગીચાઓ, ઘરો બધું જ સુંદર અને વ્યવસ્થિત દેખાયું. હરિયાળાં પાકથી લચી પડતાં ખેતરો અને વૃક્ષરાજિ નીચે જમીન ક્યાંય દેખાતી ન હતી. કુદરતની સમૃદ્ધિનું દર્શન થતું હતું.

ફ્રાંસની ભૂમિ ઉપરથી પસાર થતાં મહાન નેપોલિયન અને સ્વાતંત્ર્યની પ્રેરણામૂર્તિ જવાંમર્દ કૃષિકન્યા જ્હોન ઓફ આર્કનું સ્મરણ થયું.

સવારના આઠના સુમારે હોલાંડના પાટનગર આમસ્ટર્ડામ પહોંચ્યા. તે વખતે અમારા વિમાનની ઊંચાઇ, ઝડપ, એરટેમ્પરેચર અને સમયપત્રક નીચે પ્રમાણે હતું.

ઊંચાઈ :– ૮૫૦૦ ફીટ, એરટેમ્પરેચર : ૫૫૦

ઝડપ :– ૧૮૦ માઇલ

સમય

ગ્રીનીચ ૭–૩૫, હોલેંડ ૮–૩૫, ફીનલેંડ ૯–૩૫, ભારત ૧૩–૫

હોલેંડનો અર્થ નીચી જમીન એવો થાય છે હોલેંડ દરિયાની સપાટીથી નીચે છે. હોલેંડમાં ઘણી નદીઓ છે. એમ ભૂગોળમાં વાંચ્યું હતું. આજે નજરે જોઈ. ડાન્યુબ નદી સૌથી મોટી છે. મકાનો લાલ અને આસમાની રંગના હોય છે. રોમન શૈલીની બાંધણી સાદી પણ ભવ્ય લાગે છે. હોલેંડમાં ડચ અને વલંદાની વસ્તી છે. વાસ્કોડી–ગામા, જેણે ભારત શોધ્યો હતો તે અહીંનો વતની હતો. હોલેંડની રાજધાની આમસ્ટર્ડામ ઉતર્યા, સવારનો નાસ્તો લીધો. વિમાન દર વખતે સાથે જ, તેલ, પેટ્રોલ લ્યે છે. આમસ્ટર્ડામ પાણીથી વિંટળાયેલું સુંદર.

સુઘડ શહેર છે મકાનો ગીચ નહિ પણ છૂટાછવાયા છે પાણી ન હોય ત્યા જ મકાન બની શકે. દરેક મકાનની આગળ બગીચો. કયાક ફુવારો અને પાણીનો ચોક મકાનને અગાસી, ફરતુ ચોરસ યા ગોળ મોટુ મકાન અને વચમા તથા ફરતો બગીચો. પાણીનો ત્રાસ કહી શકાય ઘણા લોકો લોચમા રહે છે. શહેરની વચમા પણ સરોવર આમસ્ટર્ડામમા અમુક સ્થળે વાહન વ્યવહાર તરીકે લોચ છે. આ બાજુ ફૂલો સરસ થાય છે, અને પુષ્કળ થાય છે, છતા ગુલાબ, મોગરાની તોલે ન આવે આ ફૂલોમા મોટે ભાગે સુગધ નથી હોતી, સૌદર્ય હોય છે અહીંનુ એરપોર્ટ ખૂબ વિશાળ અને સુંદર છે. ફરતો બગીચો છે. આ પ્રદેશમા મકાનો અને શહેરો સિવાયના સ્થળે લીલુ ઘાસ અને પાણી સિવાય કાઇપણ નજરે પડતુ નથી

વસંત ઋતુ હતી. સૂર્યનો કુમળો આહ્લાદક તડકો ત્યાના લોકોના દિલ બહેલાવતો હતો. રંગબેરંગી પતગિયા જેના ચંચળ અને ખુશખુશાલ બાળકો હવાઇ મથકની અગાશી ઉપર બેઠા હતા. અમને જોઇને ખિલખિલાટ હાસ્ય સાથે તાળીઓ પાડીને વધાવી લીધા

હવાઇ મથક સ્વચ્છ સુઘડ અને સુયોજિત હતું. ભોજન ગૃહમા પ્રવેશતાં જ દરેક ટેબને જુદા જુદા રાષ્ટ્રના રાષ્ટ્રધ્વજો જોયા. શાકાહારીઓ માટે ખાનપાનની પ્રથમથી જ અલગ વ્યવસ્થા હતી ભોજન બાદ નિયમ પ્રમાણે ચિત્રો ખરીદ્યા અને વતન તથા સ્વજનોને યાદ કરી લખી મોકલ્યા

યુરોપ પાસેથી ત્રણ વસ્તુઓ આપણે શીખવાની છે એમ બાપુ કહેતા, શાતિ, વ્યવસ્થા અને નિયમિતતા આ ત્રણે બાબતોનો આદર્શ અમે ત્યા જોયો તદન પાસેના ટેબલ ઉપર

બેઠેલાં ઉતારુઓ માત્ર બે જણ સાંભળી શકે એટલી ધીમેથી વાતો કરતા હતા. ટેબલ ઉપર દરેક વસ્તુ તેની જગ્યાએ ગોઠવાયેલી હતી. અમારા પ્રતિનિધિમંડળના નેતા ડૉ. કોસાંબી અમને સાંસ્કૃતિક દૃષ્ટિએ જરૂરી સૂચનાઓ આપતા હતા. ભારતીય સંસ્કૃતિની સુંદર છાપ યુરોપીય દેશોમાં અમારા પ્રતિનિધિમંડળ દ્વારા પડે તે માટે તેઓ હંમેશા ઉત્સુક અને પ્રયત્નશીલ રહેતા. અધ્યાપક ધર્માનંદ કોસાંબી ગૂજરાત વિદ્યાપીઠમાં ઘણો સમય રહેલા, તેથી ડૉ. કોસાંબી તેમના સુપુત્ર તરીકે અમને પૂર્વ પરિચિત હતા. અમારા આખા પ્રવાસ દરમિયાન તેઓ અમારા સુયોગ્ય માર્ગદર્શક હતા.

દસેક વાગ્યે આમસ્ટર્ડામથી અમારું ગગનરાજ આકાશ માર્ગે ઉડ્યું. શહેર ઉપર ચક્કર લીધું. દીવાસળીના અને એવા ગૃહઉદ્યોગના કારખાનાઓ દેખાયા. શહેરમાં ચાલતી રેલ્વે, બસ, મોટર, સાઈકલો ને પાણીમાં ચાલતી હોડીઓ દેખાઇ. સડકની બન્ને બાજુ મકાનો વચ્ચે ખાડી અથવા નહેર છે. સૂર્ય પ્રકાશમાં આબાલ વૃદ્ધ સૌ ફરવા નીકળતાં દેખાયાં, ખેતરોમાં કામ કરતાં લોકો દેખાયા. ડચ લોકો વહાણખેડુ, મહેનતુ અને સાહસિક તરીકે જગતભરમાં પ્રસિદ્ધ છે.

થોડીવાર ખાડી ઉપર વિમાને ઉડ્ડયન કર્યું. ત્યારબાદ ડેન્માર્કની ભૂમિ શરૂ થઇ. જેમ જેમ ઉત્તર તરફ જતાં ગયા તેમ તેમ ઠંડી વધતી ગઈ. ડેન્માર્કમાં ઘાસ પુષ્કળ થાય છે. વિમાનની ઉપર વાદળાં અને નીચે હરિયાળું ઘાસ. ઘાસ વચ્ચે સુંદર બંગલાઓ. ડેન્માર્ક દુધની ડેરીઓ માટે વખણાય છે. ડેન્માર્કનાં લોકશાહી અને લોકશિક્ષણ આદર્શ ગણાય છે. ડેન્માર્ક છોડયા પછી સ્વીડનની હદ શરૂ થઇ. આમ પ્રદેશની રમણીયતા, તેની ફળદ્રુપ વાડીઓ અને ઉપરથી નાના

રમકડા જેવા લાગતા મકાનોને લીધે છે એમ લાગ્યું. સાંજના પાંચેક વાગ્યે ફીનલાંડની ધરતી ઉપર જઈ પહોંચ્યા. ફીનલાંડ શરૂ થયું એવા સમાચાર મળતા જ ઉત્તર તરફથી ધસી આવતા ધૂમાડાં ધૂમ્મસ હોશભેર અમને ઘેરી વળ્યા જોત જોતામા ધાડા ધૂમ્મસમા વિમાન ઝુલવા લાગ્યું. અમે, હેલસીંકી નજીક આવે છે એમ ધારીને અમારા કપ્તાન રણધાવાને સુખરૂપ પ્રવાસ બદલ અભિનંદને આપી દીધા હતા. હજી તો અભિનંદનના આનંદના આવજો શમ્યા નહિ ત્યા અમારૂ વિમાન ગાઢ વાદળામા ઘેરાયું, દરિયાઇ તોફાનમા સ્ટીમર ડોલે તેમ ભારે ધૂમ્મસમા હવાઇજહાજ ડોલવા લાગ્યું. કપ્તાને વિમાનને એકદમ ઉચે લઇ લીધું, વાદળાથી પણ હજારેક ફીટ ઊચે ફીન્લેંડ-સરોવરનો પ્રદેશ (Country of the thousand lakes.) શરૂ થતા જ આકાશ સરોવરમા વિહરવાનો પ્રથમ અનુભવ થયો.

ગાઢ વાદળને લીધે નીચે ઉતરાણ મુશ્કેલ બન્યુ. હેલસીંકી આવી પહોચ્યુ. નીચે વરસાદ ચાલુ હતો. કપ્તાન કોઇ દિવસ હેલસીંકી આવ્યા ન હતા. અજાણ્યું સ્થળ, અજાણ્યા કપ્તાન એક કલાકની ભારે જહેમત પછી, અત્યંત સાવચેતીપૂર્વક છતા થોડું સાહસ કરીને કપ્તાને ઉતરાણ કર્યું.

સ્વાગત સમિતિના ભાઇ બહેનો ભારતીય પ્રતિનિધિઓની સવારથી રાહ જોઇ રહ્યા હતા. હવાઇ મથક ઉપર બે વાર આવીને તેઓ પાછા ગયા. વિમાનને ઊંચે ઉડતું જોયું ત્યારે તેઓ આતુર નયને નિરખી રહ્યા ઉતરાણની મુશ્કેલી જોઇને ચિંતિત બન્યા. આખરે વિમાન ઉતર્યું. અમે સા ૪૬ કલાકના અર્ધી દુનિયાના પ્રવાસથી થાકેલા નીચે આવ્યા અમને જોતા જ સૌ હર્ષાવેશથી ભેટી પડયા. દુનિયાના બે છેડાના માનવીને સમાન

હોય કેવી વિલક્ષણ રીતે એક કરે છે તેનો રોમાંચક અનુભવ અહીં થયો. ધર્મ, જાતિ, દેશ, વેશ કે ભાષા દરેક રીતે જુદાં છતાં કુટુંબીની જેમ સ્વજનના સ્નેહથી ભેટયા. કેક કોઈની ભાષા જાણતું ન હતું; માત્ર આંખોમાં અને ચહેરા ઉપર ભ્રાતૃભાવ અને ઉલ્લાસ ચમકતા હતા. હવાઈમથક ઉપરની વિધિ ઝપાટાબંધ પતાવી અમે સૌ બસમાં બેઠાં. અને શહેરના મધ્ય-ભાગમાં આવેલા એક વિશાળ ભવનમાં અમને ઉતાર્યાં—ત્યાં ચા-કોફી આપી તાજાં કર્યાં.

અને એકાદ કલાકના આરામ પછી શહેરથી સાતેક માઈલ દૂર અમારે માટે નિયત કરેલાં ઉતારે લઈ ચાલ્યાં.



રોમના હવાઈ મથકે ઉતર્યાં ત્યારે મધરાત હતી. સોળ વર્ષનો એક ઈટાલિયન છોકરો વસ્તુઓ વેચતો હતો. અમે દોડીને સ્ટોલ ઉપર ગયા: દેશમાં લખવા સચિત્ર પોસ્ટકાર્ડ ખરીદયા: એક હિન્દી ભાઈએ પોસ્ટકાર્ડ જોવા લીધા. પસંદ કરેલાના પૈસા આપ્યા, બાકીના પોસ્ટકાર્ડ પરત કરવામાં સમય ગયો. જ્યારે પાછા આપ્યા ત્યારે પસંદ કરેલાના પૈસા માગ્યા. એ હિન્દી ભાઈએ કહ્યુ: "પૈસા તો આપી દીધા છે." પણ ઇટાલિયન છોકરો માન્યો નહિ. અમારું એરોપ્લેન ઉપડયું ત્યાં સુધી આ રકઝક ચાલી. અમે વિદાય લીધી, પણ પૈસા આપી દીધા બાબત ભારતીય ભાઈ પર ઈટાલિના આ જુવાનને ભરોસો પડયો નહિ. હજુ અમને વિચાર આવે છે કે આમાં હિન્દી તરફનો તેનો અવિશ્વાસ હતો કે ભાંગી ગયેલા ઇટલીની સામાજિક હાલતનું આ પ્રતિબિમ્બ હતું.



ફીન્લેન્ડમાં ગ્રામપ્રદેશમાં ખેડુત લાહુરીનુ ઘર

## ઓતાનેમી અને ગ્રામપ્રદેશ
## [૨]

એક શાંત સુંદર સરોવરને કિનારે, ઊંચાં મનોરમ પાઇન વૃક્ષોની ઘટામાં ઓતાનેમીના મકાનો આવેલા છે. સરોવર તીરે આવેલી નાની મોટી ટેકરીઓ ઉપર સંસ્થાના મકાનો જેવાં કે અધ્યાપક નિવાસ, છાત્રાલય વિદ્યાલય, ઉદ્યોગશાળા, ભોજનાલય વગેરે બાંધેલાં છે

વિદ્યાલયનુ નવુ મકાન જે ભોજનાલય તરીકે વપરાતુ તે આખું વિદ્યાર્થીઓએ અને અધ્યાપકોએ જાતે બાંધેલુ. અમારો ઉતારો છાત્રાલયના મકાનમાં હતો. ચાર માળનુ એ મકાન ખૂબ મગવડવાળું હતુ. દરેક ખંડમા ટેલિફોન, કબાટ, ટેબલ, ખુરશી, ટેબલ લેમ્પ વગેરે હતાં. અમે ચોથે માળે એક ખંડમાં

જ હતા. આસપાસ સૃષ્ટિસૌંદર્ય ખીલી રહ્યું હતું. ભોજન માટે અમને કૂપન આપવામાં આવ્યાં. સામાન ગોઠવી સ્વસ્થ થઈ અમે જમવા ગયાં.

ભોજનાલયમાં હારબંધ ઊભા રહી સૌએ પોતપોતાની ચોરસ થાળી, ચમચા અને કાંટા લેવાના હતા. ચાર બહેનો પીરસવા માટે ઊભી હતી. અમે એક બીજાની ભાષા જાણતા ન હતાં. ફીનીશ ભાષામાં 'આભાર'ને શું કહે તે અંગે જાણી લીધું અને એ એક જ શબ્દથી કામ ચલાવવાનો નિર્ણય કર્યો. શાકાહારી અને માંસાહારી માટે વિશ્વભાષામાં આંગળી ઊંચી કરીને ઈશારતથી સમજાવવાનું હતું. માંસાહારીઓની સંખ્યા મોટી હોવાથી તેમની એક આંગળી અને શાકાહારીઓ ઓછા હોવાથી તેમની બે એમ નક્કી કરેલું. અમે બે આંગળી ઊંચી કરી એટલે એક બહેને હસીને માથું નમાવ્યું કે સમજી. તરત પૂછ્યું : 'ટી, કોફી?' અમે કહ્યું : 'કોફી.' પ્યાલામાં કોફી આવી એટલે અમે અમારો શબ્દભંડાર ખુલ્લો કર્યો : 'કીતોસ.' એટલે એ અધ્યાપક બહેન હસી અને અમારો રૂક્ષ ઉચ્ચાર સુધારતાં નમ્રતાપૂર્વક માથું નમાવીને કોમળ સ્વરે શુધ્ધ ઉચ્ચાર શીખવ્યો. 'કી...તોસ!' (આભાર) અમે એનું યથાર્થ અનુકરણ કર્યું અને પોતાના પરદેશી વિદ્યાર્થીની ગ્રહણશક્તિ જોઈ તેઓ ખૂબ રાજી થયાં.

અધિવેશન ૨૨મીથી શરુ થવાનું હતું. અમે ૧૬મીએ પહોંચ્યાં. વચ્ચેના દિવસો ઓતાનેમીમાં જમ્યાં. હિન્દી પ્રતિનિધિઓ ઉપરાંત બીજા ૫૦૦ જેટલા પ્રતિનિધિઓ આ દિવસોમાં ત્યાં જ જમતાં. એટલા અતિથિઓને સવાર બપોર સાંજ જમાડવાનું આ સંસ્થાએ સ્વીકાર્યું હતું. સોઈ કરવી, પીરસવું, વાસણ સાફ કરવાં, રસોડાઓ સ્વચ્છ અને વ્યવસ્થિત રાખવાં, પથારીઓ વગેરે સુઘડ રીતે ગોઠવવી એ તમામ

કામ વિદ્યાલયનાં ભાઈ બહેનોએ ભારે ઉત્સાહ અને ચીવટથી ઉપાડી લીધું. પીરસતી વખતે કદી કોઈનો અવાજ અમે સાંભળ્યો ન હતો. જમ્યા પછી વાસણ મૂકવાની એક બારી હતી. આપણે ત્યાં સ્ટેશનમાં ટિકિટબારી હોય છે તેના જેવી. જમ્યા પછી તેમાં વાસણો મૂકતા જ કોઈ એ લઈ લેતું. એટલાં બધાં મહેમાનોનાં વાસણો કોણ કેવી રીતે સફ કરતું તે જોવા જ ન મળ્યું. અમે અમારો ઓરડો વ્યવસ્થિત ગોઠવી અધિવેશનમાં જતાં. પરંતુ પાછા આવીએ ત્યારે ઓરડામા કોઈકનો હાથ ફરી ગયેલો લાગતો. પલંગ ઉપર ઓઢવાનાં અમૂક રીતે જ ઘડી પાડીને રાખ્યા હોય. પુસ્તકો, ફૂલદાની ઉપરનાં ફૂલો, અરે, પરદાની ઘડીમાં પણ કાઈક વિશેષ સુઘડતા અને કલા અમારી નજરે પડતાં.

'એ દેશમાં સફાઈકારોનો જુદો વર્ગ હશે કે કેમ ?''એ કામને બીજાં કામ કરતા હલકું ગણતા હશે ?' 'એના વેતનમા કાંઈ ફરક હશે ?' વગેરે પ્રશ્નો અમારા મનમા ઊઠતા હતા. એકવાર અમે આવીને જોયું તો બાથરૂમ અને જાજરૂ બે બહેનો સાફ કરતી હતી. ભાંગી તૂટી ભાષામાં તેને ઉપરના પ્રશ્નો પૂછ્યા. એમાંની મોટી બહેને એવી જ ભાષામાં સમજાવ્યું કે 'અમે કોઈ ધંધાદારી સફાઈકાર નથી. અમે સંસ્થાની શિક્ષિકા ને વિદ્યાર્થિની છીએ.' આ સાંભળી અમને આનંદ થયો.

શરૂઆતમા જ સંસ્થાના સંચાલકે અમને કેટલીક માહિતી અને સંસ્થાનો પરિચય આપતાં કહેલું કે 'અમારે ત્યાં કોઈ નોકર નથી. અમે બધાં જાતે જ કામ કરીએ છીએ. અમને તમારા સેવકો ગણી નિઃસંકોચપણે ગમે તે કામ ચીંધજો !' આ શબ્દો અમને યાદ આવ્યા. નાનામાં નાનાં વિદ્યાર્થીથી માંડીને સંચાલક સુધીના તમામ ભાઈ બહેનો અમારા આદર સત્કાર

માટે ખડે પગે રહેતાં. માનવ વિનાશક યુદ્ધ બંધ થાય એ હેતુથી મળી રહેતાં વિશ્વશાંતિ અધિવેશનના પ્રતિનિધિઓનું આતિથ્ય કરવું એ એમને મન એક લ્હાવો હતો. અમને અનેક પરિચયો થયા તેમાં ચેતન નીતરતો, દોડીને કામ કરતો, હસમુખો અને નિજાનંદી હેલમે આજે પણ નજરે તરે છે. પરાણે વ્હાલો લાગે એવો મિલનસાર એનો સ્વભાવ હતો.

ઓતાનેમીના અમારા નિવાસસ્થાને જુદા જુદા પ્રતિનિધિમંડળો આવવા લાગ્યાં. બીજે દિવસે સવારે નાસ્તા માટે બહાર પડયા તેવાં જ સામેથી રંગબેરંગી સુશોભિત પોષાકમાં સજ્જ થયેલાં ભાઇ બહેનો અમને મળ્યાં. તેમણે સામે ચાલીને અમારી સાથે હાથ મેળવ્યાં અને પોતાનો પરિચય આપ્યોઃ 'વિયેટનામ.' અમે તેમની સાથે હાથ મેળવી કહ્યુંઃ 'ઇંડિયા.' બસ, આટલાથી અમારો પરિચય શરૂ થયો. પછીતે દિવસે રાત્રે ચીનનું પ્રતિનિધિમંડળ આવ્યું. તેઓ સાઇબીરિયા અને રશિયાનો હજારો માઇલનો પ્રવાસ ખેડીને આવ્યાં હતાં. સૌથી મોટું પ્રતિનિધિમંડળ ચીનનું હતું. તેઓ પણ સવારના નાસ્તા વખતે મળ્યાં. તેમણે હાથ મેળવતાં 'હિંદી ચીની ભાઈ ભાઇ' નો હર્ષનાદ કર્યો. પછી તો જાપાનીઝ, સ્પેનીશ, સીરીયન, જર્મન વગેરે એક પછી એક પ્રતિનિધિમંડળો આવવાં લાગ્યાં સૌની આંખમાંથી પ્રેમ અને ભ્રાતૃભાવ નીતરતો હતો.

અધિવેશન પડેલાંના ત્રણચાર દિવસોમાં અમને શહેર તથા ગ્રામપ્રદેશ જોવાની તક મળી. તે દરમિયાન અમને કેટલાંક ફીનીશ સદ્દગૃહસ્થો તથા પ્રતિનિધિ ભાઇબહેનોના પરિચયો થયા.

બીજે દિવસે સાંજે ત્રણ વાગ્યે એક મોટી બસમાં બેસી અમે શહેર જોવા નીકળ્યાં. એક બહેન અમારા ભોમિયા તરીકે સાથે આવી. વરસાદ થોડો થોડો પડતો હતોઃ જોવાલાયક સ્થળે બસ

ધીમી પાડવામા આવે અને સાથે ગતાવવા આવનાર બહેન આગળથી જ તેનો પરિચય આપે નીચે તરીને જોવાલાયક સ્થળે બસ અટકે અને સૌ નીચે ઉતરી ઠરાવેલા સમયમા જોઇ આવી પાછા બસમાં ગોઠવાઇ જાય. હેલસીંકી ચાર લાખની વસ્તીનુ શહેર છે. ખાડી અને સરોવરોથી વિંટળાયેલુ હેલસીકી ટાપુની જેમ પાનડીપને પથરાયેલુ છે માઇલોનો વિસ્તાર અને વિશાળ રસ્તાઓ હોવાથી વસ્તી આછી લાગે છે. ગયા મહાયુદ્ધ વખતે જર્મન હુમલો આવ્યો તે અરસામા રશિયાએ આ શહેરનો કબજો લઇ લીધેલો. તે વખતે થોડી ઘણી ખુવારી પણ થયેલી પરંતુ છેલ્ના બાર વર્ષની અંદર તો સહકાર અને સતત ઉદ્યોગથી શહેરને સમૃદ્ધ અને સુશોભિત બનાવી લીધુ છે. શાળા, મહાશાળા, ઇસ્પિતાલો, પુસ્તકાલયો, રમતગમતના મેદાનો, સ્નાનગૃહો, કારખાનાઓ, ગોદી, સ્ટેશન, ધારાસભાગૃહ, બાગ બગીચા એમ દરેક સ્થળો જોયા. હેનસીકી મેદાની રમતો માટે મશહૂર છે તેના પ્રતિક રૂપે એક દોડતા રૂપનુ બાવલું ઊભુ કર્યુ છે. દોડતો માનવી ફક્ત જમણા પગના ફણા ઉપર આગળીઓ ટેકવી ઊભો છે. તેનુ અદ્દભૂત સમતોલપણું, ચહેરા ઉપરના ભાવ, હાથપગ અને શરીરના દરેક અવયવનુ સૌષ્ઠવ શિલ્પ કળાના નમૂનારૂપ છે. હાથમા હથોડા લઇને ઘાટ ઘડતા ત્રણ લુહારનુ પૂતળુ પણ એવુ જ કલામય છે. ફીનલાન્ડના મહાન કવિ અને લેખકનું બેનમૂન બાવલું સ્ટેશન પાસેના ભવ્ય ચોગાનમા બેઠેલું છે શહેરના મધ્યભાગમા વિશાળ ક્રિડાગણ આવેલું છે. તેમાં ૨૧૬ ફીટ ઊચો એક મિનારો છે અગિયાર મજલાના એ મિનારા ઉપર લીફ્ટમા બેસીને ફક્ત દોઢ મિનિટમા ઉપર પહોંચી જવાય છે. મિનારા ઉપરથી હેલસીંકીનું સમગ્ર વિહંગ દૃશ્ય જોવા મળે છે. ખાડી અને સરોવરના નીર, વૃક્ષરાજિ, મકાનો, રસ્તાઓ, રેલ્વે, બસ, ટ્રામ વગેરેનો દેખાવ મનોહર લાગે છે.

ફીનલાંડ બસો વર્ષ સુધી સ્વીડનને તાબે હતું. છેલ્લા મહાયુદ્ધ પછી તે પરદેશીઓની અસરથી સાવ મુક્ત બન્યું. ફીનીશ પાર્લામેન્ટમાં કોમ્યુનિસ્ટ, સોશ્યાલીસ્ટ, કિસાન અને સ્વતંત્ર પક્ષના સભ્યો છે. ફીનીશ ભાષા રાજભાષા અને લોકભાષા તરીકે વપરાય છે, પરંતુ તેની ઉપર સ્વીડીશની અસર છે.

એ દિવસોમાં ગ્રામ પ્રદેશમાં વસંત ઉત્સવો ઉજવાતા હતા. અમે જુદી જુદી ટૂકડીઓમાં વહેંચાઈ ને એ ઉત્સવોમાં ભાગ લેવા ગયા. હેલસીંકીથી આશરે ૧૦૦ કિલોમીટર દૂર આવેલા પુસુવા ગામે ખેડૂતોનો એક મોટો મેળો ભરાયો હતો. અને બીજો બાળકોનો મેળો આશરે ૧૫૦ કિલોમીટર દૂર લાહત્તી ગામે મળ્યો હતો. બન્ને સ્થળે ગ્રામ જનતા પૂર બહારમાં ખીલી હતી. ફીનલાંડના લોકજીવનનું ખરેખરું દર્શન આ મેળામાં થયું. હેલસીંકી શહેર મૂકતાં જ પુસુવા તરફ અમારી મોટર ચાલી, એટલે તરત ગ્રામપ્રદેશ શરૂ થયો. ફીનલાંડ સરોવરોના દેશ તરીકે પ્રસિદ્ધ છે. આ નાનકડા દેશમાં આશરે ૬ હજાર જેટલાં સરોવરો છે. નાની મોટી અનેક હરિયાળી પહાડીઓનાં પેટાળમાં નાનાં મોટાં સરોવરો દેખાતાં હતાં. સુંદર ચકચકિત માર્ગ ઉપર થઈને પહાડીની ટોચે પહોંચતાં સામે ચિત્રપટની માફક અવનવાં દશ્યો ખડાં થતાં હતાં. ખેતરો પાકથી લચી પડતાં હતાં. લીલીછમ ટેકરીઓ વૃક્ષરાજિથી મઢેલી હતી. ખેતર ઉપરનાં લાકડાનાં વિવિધરંગે રંગાયેલાં મકાનો એ સૌમાં ભાત પાડતાં હતાં. વચ્ચે વચ્ચે કસબા જેવાં મોટાં ગામો પણ આવતાં હતાં. આવું અનુપમ પ્રાકૃતિક દશ્ય જોતાં અમે પુસુવા પહોંચ્યા. અમારી સાથે એક પોલાંડવાસી મિત્ર હતા, અને અમારા દુભાષિયા તરીકે અંગ્રેજીભાષા જાણનારો ચૌદેક વર્ષનો ફીનીશ વિદ્યાર્થી હતો.

પુસુવા પહોંચતાં જ ઉત્સવના સંચાલકોએ પ્રેમપૂર્વક આવકાર આપ્યો. એક ટેકરી ઉપર આવેલાં મોટાં મકાનમાં

સભા ભરાયેલી હતી તેમા આસપાસના પ્રદેશમાથી ખેડૂત ભાઇબહેનો આવ્યા હતા મહેમાનોનુ તેમણે ઉમળકાભેર સ્વાગત કર્યુ ત્યાર બાદ ઉત્સવનો કાર્યક્રમ શરૂ થયો નાટયપ્રયોગો ભજવાયા, લોક નૃત્યો બતાવવામા આવ્યા તેમા આળસ છોડી કામે ચડવાના નવ અભિનય પણ હતા. ફીનલાન્ડના જૂના લોકગીતો અને લોકનૃત્યો આપણા પ્રાચીન લોકગીતો અને નૃત્યોને મળતા લાગ્યા નાટય પ્રયોગોમા જૂના રિવાજો છોડી સુધારાને અપનાવવા અને શિક્ષણ લઇ આગળ વધવાનો બોધ આપતા સવાદો હતા, ત્યારબાદ વ્યાખ્યાનો થયા ભારતીય તથા પોલીસ પ્રતિનિધિઓના પ્રાસગિક પ્રવચનો થયા અમારી સાથેના વિદ્યાર્થીએ એનુ ફીનીશ ભાષામા ભાષાતર કર્યુ, ત્યારે લોકો ખૂબ રાજી થયા લોકોનો ભ્રાતૃભાવ, પ્રેમ અને લાગણી સ્પષ્ટ જોઇ શકાતા હતા, સભાના પ્રમુખે જે વાતો કહી તે ઉપરથી ત્યાના લોકજીવનનો પણ અમને આછો ખ્યાલ આવ્યો તેમણે કહેલુ આપણે ત્યા ખેડવા લાયક જમીન ઓછી છે, ખેડૂતકુટુબો વધારે છે દક્ષિણ ફીનલાન્ડમા વસતા આઠ હજાર જેટલા ખેડૂતોને માટે જમીન પૂરતી નથી નાના નાના ટૂકડાઓ છે. તેથી ઉત્તર ફીનલાન્ડમા વસવાટ કરવા કેટલાકે તૈયાર થવુ અને શહેરના કારખાનાઓમા જવા પણ તત્પર થવુ આજે આપણને ખોરાક, કપડા પૂરતા મળતા નથી ખેતીના પૂરક ઉદ્યોગ તરીકે ગાયો વધારવી, ગૃહઉદ્યોગો વધારવા અને યુવાનોએ ગોપાલનનુ જ્ઞાન વધારવુ જોઇએ વૃદ્ધો વતન છોડવા તૈયાર ન હોય તે સમજી શકાય તેવુ છે, પણ યુવાનોએ શહેરમા જવા તૈયાર થવુ ત્યા ઘણુ કામ પડ્યુ છે, આવકના ઘણા સાધનો છે યુવાનોએ આળસ છોડી કામ વધારે કરવુ ને હજી પણ નિરક્ષરતા રહી હોય તો તે દૂર કરવી . હિન્દી ભાઇઓએ કહ્યુ તેમ આપણે દેશને મુક્ત કર્યો છે, હવે શાન્તિ માટે યુદ્ધ અટકાવવા તત્પર થવુ પ્રમુખના પ્રવચન પછી સભા પૂરી થઇ.

નાસ્તો અને દૂધ મહેમાનોના માટે તૈયાર રાખ્યાં હતાં. અમે નાસ્તો લેવાની ના પાડી એટલે દૂધનો મોટો ચંબુ ભરી લાવ્યા અને અમને, આપણે ત્યાં હાથ પકડીને આગ્રહ કરે છે તેમ, આગ્રહ કરી દૂધ પીવડાવ્યું. ત્યારબાદ અમે ત્યાંથી માઇલેક દૂર એક ખેડૂતનું ઘર જોવા ગયા. રસ્તામાં એક સ્થળે મોટર ઊભી રાખવામાં આવી. ખૂબ ભાવપૂર્વક અને માનથી એક તાજા કપાયેલા ઝાડનું થડ અમને બતાવવામાં આવ્યું. પાંસઠ વર્ષનું એ જૂનું વૃક્ષ ત્યાંથી કાપીને હેલસીંકી લઇ જઇ વિશ્વશાન્તિ અધિવેશનના મંડપમાં શાન્તિના પ્રતિકરૂપે રોપવામાં આવ્યું હતું. થડની બાજુમાં પડેલા વૃક્ષના અવશેષ એક કાગળમાં વીંટીને અમને પ્રસાદીરૂપે આપવામાં આવ્યા.

ખેડૂતનું ઘર વાડીની વચ્ચે લાકડાનું બનાવેલું હતું. એક રહેવાનું મકાન અને બાજુમાં ઢોર બાંધવાનો ફરજો હતો. ફરજામાં નવ ગાયો અને એક સાંઢ હતાં. ગાયો હ્રષ્ટપુષ્ટ હતી. સરેરાશ ટકે ચૌદ શેર દૂધ આપતી. યંત્રથી એક ગાયને દોહી. વાછરૂ મૂકયા વિના ગાય પ્રાસવો કેમ મૂકે, એ અમારે ખાસ જોવું–જાણવું હતું. રબ્બરની નળીઓ આંચળમાં ચડાવી અને ખેડૂત સ્ત્રી ગાયને ગળે અને વાંસે હાથ ફેરવવા લાગી, અને વહાલથી બચકારા કરવા લાગી. અમુક મિનિટમાં જ દૂધ દોવાઈ ગયું. ખેડૂતને ઘેર અમારે માટે દુધ તથા નાસ્તો રાખ્યાં હતાં. ઘર સ્વચ્છ, સુઘડ અને સાદું હતું. અંદર ટેબલ ઉપર સાદા સફેદ ઓછાડ ઓછાડ્યા હતા ને વચ્ચે ફૂલદાની શોભી રહી હતી. ભીંતો ઉપર કુદરતી દૃશ્યોનાં કલાત્મક ચિત્રો લટકાવ્યાં હતાં. કોઈપણ માણસની સંસ્કારિતા તેના ઘરની રાચરચીલાં ઉપરથી તથા ચિત્રની પસંદગી ઉપરથી કાઢી શકાય છે. તેનું રસોડું જોયું. ચા, કોફી, નાસ્તો બનાવવાને પૂરી પાંચ મિનિટ થઈ ન હતી,

છતાં અમે રસોડામાં એક પણ વાસણ કે કાંઇ જ ચીજ વસ્તુ ન જોઇ. શીતળા સાતમને દિવસે આપણે ત્યાં ચૂલા લીંપેલા ગૃ પલા હોય છે તેવી સ્વચ્છતા અને શાન્તિ રસોડામાં જોઇ. વાસીદું કરનારી બહેન કપડાં બદલીને અમને નાસ્તો પીરસવા માટે આવી. મહેમાનોને જોઇને તેમનો આનંદ માતો ન હતો. નાસ્તો કરતાં કરતાં તેમની ખેતીવાડી વિશે વાતચીત ચાલી. ૪૦ વીઘાં જમીન હતી. વરસાદ બારે માસ વરસતો. પાક દરેક જાતનો થતો. સરોવરમાંથી આવતી નહેરોનું પાણી મળતું. ઘૂંટણ સમાણા ઘાસમાં ગાયો ચરીને ધરાઇને આવતી. સ્ત્રી પુરુષ બન્ને ટ્રેકટર ચલાવી જાણતાં. બન્ને જાતે ખેતી કરતાં. જુવાન દીકરો અને તેની વહુ મદદ કરતાં. ઘરમાં વીજળી બત્તી, રેડિયો, ઘોડાગાડી વગેરે હતું. શ્રીમંત તો નહિ પણ ખાધેપીધે સુખી કુટુંબ બાળકો ઉત્સવમાં ગયાં હતા એટલે તેમના ફોટા બતાવ્યા. ખૂબ ભાવપૂર્વક વિદાય આપી.

ફરી વળતાં ઉત્સવમા ગયા, એ વખતે નાચ ચાલતો હતો. બહાર બેંડ વાગતું હતું. પોલીશ પ્રતિનિધિ નાચમાં જોડાવા તૈયાર થયા. પોતાના પતિ પાસે બેઠેલી એક યુવતિ આગળ જઇને તેમણે માથું નમાવી નાચમાં જોડાવા માગણી કરી. યુવતિ સહજ રીતે ઉભી થઇ નાચમાં જોડાઇ. નાચ પૂરો થયો એટલે પતિએ ઊભા થઇને મહેમાન સાથે હસ્તધૂનન કર્યું. આપણે ત્યાં ભીલ પ્રદેશમાં અને ઘણી આદિવાસી જાતિઓમાં સ્ત્રીપુરૂષો સાથે મળીને લોકનૃત્યો કરે છે એવું જ એ સ્વાભાવિક નૃત્ય હતું.

સાવના એ ફીન્લેંડની વિશિષ્ટતા છે. અત્યંત ઠંડો મુલક હોવાને લીધે એ દેશમાં સાવના (વરાળ સ્નાન) લેવાનો રિવાજ શહેરો અને ગામડાંઓમાં સર્વસામાન્ય બન્યો છે. શહેરોમા કાંઇક વધારે વૈજ્ઞાનિક પદ્ધતિથી વરાળસ્નાન લેવાતું હશે. એક ઓરડામાં

મોટી કોઠીમાં એક બાજુ બળતણ અને બીજા ભાગમાં પાણી ભરે છે. લાકડાંની નાની ઓરડીમાં સૂઈ શકાય એ રીતે રેલ્વેના પાટિયાની પેઠે વાંસ અને લાકડાંના લાંબા ઘોડા ગોઠવેલાં હોય છે. તેની ઉપર કપડાં કાઢી માણસ સૂઈ જાય છે અને બાફ લીધા પછી ઝાડના પાનના સાવરણી જેવા ઝૂડથી માલિશ કરે છે. તેનાથી શરીર સ્વચ્છ અને હળવું ફૂલ બની જાય છે. સાવનાથી એક પ્રકારની તાજગી આવે છે. ફીનલાંડમાં એ એક શોખનો વિષય થઈ પડ્યો છે. ઉત્સવ ઉજવાતો હતો તે મકાનની બાજુમાં જ આવું સ્નાનગૃહ હતું. પોલાંડના પ્રતિનિધિ સાવનામાં ગયા. ઉત્સવ સમિતિના મુખી અંદર સ્નાન લેતા હતા. અમને આવેલા જાણી તેઓ સાવનામાંથી બહાર આવ્યા અને અંદર આવવા આગ્રહ કરવા લાગ્યા. અમારી સાથેના વિદ્યાર્થી દુભાષિયા હોંશભેર સાવનામાં પહોંચી ગયા અને પ્રમુખશ્રી બાઈ લાજપતરાયને હાથ પકડી આગ્રહપૂર્વક સાવનામાં લઈ ગયા. અમે અનુવાદક બહેનની સાથે પાછા ફર્યાં, ત્યારે તેમણે કહ્યું: 'તમને સાવના પસંદ નથી?'

'પસંદ તો છે પરંતુ આ રીતે સામુદાયિક સ્નાન કરવાનો અમારે ત્યાં રિવાજ નથી એટલે રંજ સંકોચ થાય છે.'

સાંભળીને એ બહેન ખૂબ હસી પડયાં. ચોગાનમાં આવેલા ઝૂલા ઉપર જઈને અમે બેઠાં અને તેમણે ફીનલાંડની અનેક વાતો કરી. તેમણે ભાંગીતૂટી અંગ્રેજીમાં સમજાવ્યું: 'ગ્રામપ્રદેશમાં છૂટાછેડાના પ્રસંગ બહુ ઓછા બને છે. શહેરોમાં લગ્નો ચિરંજીવ બનતાં નથી, એમાં સ્ત્રીપુરૂષ બંને સરખાં જવાબદાર હોય એમ મારું માનવું છે.'

સ્નાનવિધિ પતાવ્યાં બાદ પ્રમુખને ઘેર ચાપાણી લઈ અમને [illegible] આપવામાં આવી. ગ્રામવાસીઓએ ઉમળકાભેર વિદાય

આપી. જગતના ગમે તે દેશમાં જાઇએ જનસમુદાયની નિર્દોષતા અને ભોળપણ, મમતા અને મહેમાનગતિ એકસરખાં જ હોય છે. કેટલીક છોકરીઓને માથે મોટા વાળ હતા. હવે અંબોડો વાળવાની ત્યાં ફેશન શરૂ થઈ છે. તેમને કાળા વાળ અને કાળી આંખો વધારે ગમે છે. અપ્રાપ્ય વસ્તુ પ્રાપ્ત કરવા માટેની ઝંખના એ મનુષ્ય સ્વભાવનું એક લક્ષણ છે. અમે ચાર નવા ફીનીશ શબ્દો શીખ્યાઃ ઉસ્વા (ઉત્સવ), કાઉનીસ (સુંદર), યારવે (સરોવર), લેહમે (ગાય).

હેલસીંકીથી આશરે ૧૫૦ કિલોમીટર દૂર આવેલા લાહત્તી ગામે થઈ થોડે દૂર આવેલી રમત ગમતની શાળા જોવા ગયા. ફીનલાંડ અને સ્વીડન બન્ને દેશો રમત ગમત માટે દુનિયાભરમાં પંકાય છે. આવી શાળાઓમાં દરેક જાતની રમતોની તાલીમ અપાય છે. ઓલિમ્પિક રમતો, મોટર, સાઈકલ અને ઘોડદોડની હરીફાઇઓ, બરફ ઉપરથી લપસવું, દરેક માટે જુદા જુદા મેદાનો સ્ટેડીયમો બાંધેલા હોય છે. બહારથી આવેલા લોકોને આ રમત ગમતનો શોખ આશ્ચર્યમુગ્ધ કરે છે. એ શાળા સરોવર કિનારે હતી. સરોવરમાં તરવાની ખાસ સગવડતા હતી. સરોવરતીરે આવેલા ભોજનાલયમાં ભોજન લીધું, અને ત્યાંથી પાછા ફરતાં એક ખેડૂતનું ઘર જોવા ગયા.

ખેડૂત દંપતી અમને આવકાર આપવા ચાર ડગલા સામે આવ્યું અને ભાવથી પોતાનાં ઘરમાં લઈ ગયું. ૬૭ વર્ષની ઉંમરના એ પીઢ સુવાન ખેડૂત લાહૂરી આકોનેન ખડતલ હતા. તેમની આંખો, દાંત, કાન સાબૂત હતાં. અમારા માર્ગદર્શકે કહ્યું કે 'લાહૂરી કોઇ મોટો ખેડૂત નથી. એ સામાન્ય ખેડૂત છે.' એ ભાવપૂર્વક પોતાનું મકાન બતાવવા લાગ્યો. બેઠા ઘાટનું લાકડાનું મકાન હતું. ઓસરીમાં કાચ જડી લેવામાં આવ્યા

હતા. અંદર ચાર મોટા ઓરડા અને રસોડું હતાં. રસોડામાં વીજળીની સગડીઓ હતી. સૂવાના બે ઓરડામાં પલંગો બિછાવેલા હતા દિવાનખાનામાં સોફાસેટ અને કેટલીક ખુરશીઓ હતી. રેડિયો, વીજળીબત્તી, અને મકાનની કાચની બારીઓમાં ફૂલના સુશોભિત કૂંડા ગોઠવેલાં હતાં.

અમે લાહૂરીની ખેતી અને કુટુંબ જીવન વિશે કેટલાક સવાલો દુભાષિયા મારફત પૂછ્યા. "તમારે કેટલાં બાળકો છે?"

"આઠ."

"સૌથી મોટાની ઉંમર કેટલી?"

"અઢાર વર્ષની."

"કેટલાં ઢોર છે?"

"નવ ગાયો છે."

"ભેંશ નથી?"

અમારાં મોઢાં સામું એ ખેડૂત જોઈ રહ્યો.

અમે કહ્યું: "વધારે દૂધ લેવા ભેંશો તો રાખવી જ જોઈએ ને?"

પણ તપાસ કરતાં ખબર પડી કે ત્યાંની ગાયો ટકે પંદર શેર દૂધ આપે છે. અમે પૂછ્યું: "તમે કેટલું ભણ્યા છો?"

"થોડુંક લખી વાંચી જાણું છું."

"શિયાળામાં બરફ પડે ત્યારે ખેતી થાય છે?"

"ના, ત્યારે અમે જંગલમાં લાકડાં કાપવા જઈએ છીએ અને વેચીએ છીએ."

"તમે એકલા કામ કરો છો?"

"ના, હું છું, મારી પત્ની છે અને વધારામાં દહાડીઆ રાખીએ છીએ."

"કેટલી હાડી આપો છો?"
"૫૫૦ માર્ક્સ (એટલે આઠ રૂપિયા)
"પાકને પાણી આપો છો?"
"પાણીની જરૂર નથી."
અમે પૂછ્યું: "એમ કેમ?"
"તો કહે: "વરસાદ પુષ્કળ પડયા જ કરે છે. બધી ઋતુમાં અહીં વરસાદ હોય છે."

અમે તેના ઘરની બાજુમાં એક નવીન પ્રકારની ટમેટાંની વાડી જોઈ. કાચના લંબચોરસ મકાનમાં ટમેટાં વાવ્યાં હતાં. કાચમાંથી સૂર્ય પ્રકાશ પડતો હતો, ઉપરાંત વધુ ગરમાવો આપવા હીટર હતાં. ટમેટાં મોટાં અને સરસ હતાં વાડી જોઇને અમે વિદાય લીધી. આખું કુટુંબ આંગણાંના દરવાજા સુધી વળાવવા આવ્યું. અમારી બસ ઉપડી ત્યારે એ બધાં એ 'નેકેમીન, નેકેમીન' (રામ, રામ, આવજો) ના અવાજો કર્યા.

પાછા વળતાં સાંજનું ભોજન લાહત્તીમાં લીધું. બપોરે પસાર થયા ત્યારે અને સાંજે પાછા આવ્યા તે વખતે ભારતીય માણસોને નિહાળવા લોકોનો સમુદાય એકઠો થયો હતો. ભાષાથી અજાણ હોવા છતાં આબાલવૃદ્ધ સૌ ભાવપૂર્વક સત્કાર કરતાં હતાં. મોડી રાતે લગભગ દોઢેક વાગ્યે અમે હેલસીંકી પહોંચ્યા.

એ વખતે પૂર્વાકાશમાં અરુણોદય થઈ ચૂકયો હતો અને સૂર્યોદય થવાની તૈયારી હતી. અમે હેલસીંકીમાં પગ મૂકયો ત્યારથી જ ઉત્તર પ્રદેશની આ એક નવીનતા અમને સાનંદાશ્ચર્ય પમાડતી હતી. નાનપણમાં ભૂગોળમાં વાંચેલું કે ઉત્તરધ્રુવમાં ૭ મહિનાની રાત અને ૭ મહિનાનો દિવસ હોય છે, તેનો સ્વાનુભવ થયો. ઉનાળાના લાંબા દિવસો ચાલતા હતા. મધરાતે (આપણી ભાષામાં) બારેક વાગ્યે સૂર્યાસ્ત થાય અને કલાક દોઢ કલાકમાં તો પાછો ઉગી નીકળે. કલાક દોઢ કલાક સૂર્ય ન દેખાય પણ આપણે

ત્યાં સૂર્યોદય પહેલાં અને સૂર્યાસ્ત પછી સંધ્યાકાળે હોય છે એટલું અજવાળું તો રહે જ. ઉત્તર ધ્રુવ, ગ્રીનલાંડની ઉત્તર સરહદે હેલસીંકીથી હજારેક માઇલ દૂર આવેલ છે. ભારતીય પ્રતિનિધિઓની એક ટૂકડી આ દિવસોમાં ત્યાં સફર કરી આવી. ત્યાં જવા માટે રેલ્વે અને બસ રસ્તે જવું પડે છે. ઉત્તર ધ્રુવમાં વસ્તી નથી, બરફ જામેલો રહે છે. રેન્ડિયર નામનાં જાનવરો અને નાની રાવટીઓમાં રહેતાં હિમ-માનવીઓને તેઓ જોઇ આવ્યા. એ સ્થળે સૂર્ય ક્ષિતિજ ઉપર ફરતો હોય તેવો ભાસ થાય છે. લાંબામાં લાંબા દિવસે આખો વખત સૂર્ય દેખાય છે. છ મહિના રાત્રિ કહેવાય છે તે વખતે લોકો ઘરમાં, ઓફિસમાં, રસ્તા ઉપર બત્તીઓથી કામ કરતાં હોય છે. આપણી જેમ ગાઢ અંધકાર તો હોતો જ નથી.

કોઈવાર અમે બાર કે એક વાગ્યે આવીને સૂતાં હોઇએ અને બે ત્રણ વાગ્યે આંખ ઉઘડી જાય તો કાચના બારણાંમાંથી આવતાં સૂર્ય કિરણો અમને ભૂલાવામાં નાખી દેતાં. ઘડિયાળમાં જોઇએ ત્યારે જ ખબર પડે કે હજી તો સૂવાનું ઘણું બાકી છે; પછી પડદા બંધ કરીને સૂઈ જઇએ.



હેલસીંકી ખાતે કોલેજના વિદ્યાર્થીઓની હોસ્ટેલમાં અમારો ઉતારો હતો. સખત ઠંડીમાં પણ ભારતના પ્રતિનિધિઓ ત્યાંના સરસ મજાનાં બાથરૂમમાં નાવાનું ચૂકતા નહિ. સવારના સહુને પરિષદમાં જવાનું હતું. મોટા ભાગના ભાઇ-બહેનો બાથરૂમમાં ગયાં. પણ આ બાથરૂમની કળ પહેલાં અમુક સ્થિતિએ મૂકીને પછી જ બંધ કરવું તેનો ખ્યાલ જ નહિ. પછી તો બાથરૂમનું કામકાજ પતાવી બહાર નીકળવા માટે એક સાથે ધડાધડી થઇ પણ બારણાં ઉઘડે નહિ. આ બારણાં આ સ્થિતિએ બંધ થાય તો પછી ચાવીથી જ ઉઘડે. ચાવીઓ કોની પાસેથી લાવવી? અને ચાવી શોધનારા બાથરૂમ બહાર બહુ ઓછા હતા. અરધી કલાકે ચાવીઓ આવી ત્યારે જુદાં જુદાં બાથરૂમો ખોલાયાં, અને ઠંડીથી ધ્રુજતા સહુ જુદા જુદા પચીસ ત્રીસ પ્રતિનિધિઓ બાથરૂમમાંથી બહાર આવ્યાં.



ડેલસીંકીના પરામાં કડીઆ મજૂરો જ્યારે મળ્યા

## માયાળુ માનવીઓ

### [ ૩ ]

ત્રીજે દિવસે અમે સાંજનું ભોજન લઈને બહાર નીકળતા હતા. રાતના નવનો સુમાર હતો. સૂર્ય આથમણી દિશાએ નમ્યો હતો. ઓતાનેમીના ઊંચાં મકાનો આકાશ સાથે મળી જતાં હતાં. મકાનોની પાછળ સરોવરમાં અનેક સ્ત્રીપુરૂષો નાની હોડીઓ લઈને વિહરી રહ્યાં હતાં. તેમણે માત્ર હાફશર્ટ અને એવો ખૂલતો પોષાક પહેર્યો હતો. અમે ઠંડીમાં ધ્રૂજતાં હતા ત્યારે તેમને વસંતઋતુની આ ખુશનુમા હવા આનંદ આપતી હતી.

એ વખતે એક વયોવૃદ્ધ સજ્જન સામેથી આવતા દેખાયા. તેમની સાથે બે બુઝર્ગ બહેનો હતી. તેઓ અમારી નજીક આવ્યા અને શુદ્ધ અંગ્રેજી ઉચ્ચારમાં પૂછ્યું : 'ફીનલાંડ તમને કેવું લાગ્યું ? હેલસીંકી શહેર ગમ્યું કે ?'

અમે કહ્યું : 'ખૂબ સરસ સ્થળ છે. અમને થાય છે કે હજારો વર્ષ પહેલાં અમારા પૂર્વજો આવો સુંદર પ્રદેશ છોડીને એશિયામાં કેમ આવ્યા હશે ?'

એ પછી ભારતની, ભારતના વતનીઓની અને છેલ્લે દંડીની વાત નીકળી. એ બુઝર્ગ આદમીએ પોતાનું નામ હાઉશ આપ્યું. મિસ્ટર હાઉશ ૬૭ વર્ષની ઉંમરના છે. તેમના હાથમાં સફેદ લાકડી હતી. તેનો અર્થ સમજાવતા તેમણે કહ્યું : 'અપંગ અને ઓછું દેખતાં લોકો આવી સફેદ લાકડી રાખે છે. એટલે તે લાકડી પરથી વાહન ચલાવનારાઓ તેની કાળજી રાખી શકે.'

તેઓ બોલ્યા : "મારી બહેન કહે છે કે તમે અમારે ઘેર આવશો ?"

અમે પૂછ્યું : "તમારું ઘર કેટલું દૂર હશે ?"

હાઉશે જવાબ આપ્યો : "દૂર તો બારેક માઈલ છે પણ હું કાલે તેડવા આવીશ."

બીજે દિવસે સવારે નવ વાગ્યે હાઉશ આવ્યા. ઓતાનેમીની અમારી રૂમનું બારણું ખખડાવ્યું. અમે તૈયાર હતાં, પણ અમારી સાથે જેમને આવવાનું હતું તે બહેન ભાગવત દેખાયાં નહિ. એમની હાઉશ ઠેર ઠેર શોધ કરી વળ્યા. શ્રીમતિ મંગલા ભાગવત જડયાં નહિ અને છેવટે અમે ચાર (રામભાઈ, ભાનુભાઇ, વજુભાઈ, અને ઉષાબહેન) તેમની સાથે જવા ઉપડયાં. બસ અને ટ્રામ બદલી.

ટિકિટના પૈસા હાઉશે આપવા ન દીધા. હાઉશને ત્યાં પહોંચ્યા તો તેમણે તેમનાં પરિચિત સંબંધીઓને બોલાવી રાખ્યાં હતાં.

મિ. હાઉશના બારણામાં પગ મૂકયો અને અમને આનંદનો ચિત્કાર સંભળાયો.

"હીવા પાઇવા" રામ રામ બોલીને માઉશા સહુને ભેટી પડી. મિસ્ટર હાઉશની એ આધેડ વયની બહેનના આનંદનો પાર ન રહ્યો. ભારતવાસીઓને આવકારતાં તેને સ્વર્ગીય આનંદ આવતો હતો.

આ વખતે બહાર ઝાપટું પડી ગયું હતું. અમારાં કપડાં જરાક ભીંજાયાં હતાં. માઉશાએ આગ્રહ કરી અમારા કોટ ઉતારી નાખ્યા. રૂમને ગરમ રાખવાના નળ ઉપર એ કપડા સૂકવવા મૂકયાં. દોડીને ઘરમાંથી ગરમ કપડાં લાવી અમને પહેરવા આપવા માંડયા. અમે જણાવ્યું કે એટલી બધી ઠંડી લાગતી નથી.'

આ શબ્દો લખાય છે ત્યારે મિ. હાઉશનું સ્મરણ થાય છે. હેલસીંકીના પરામાં મિ. હાઉશનું નાનકડું મકાન આવેલું છે. આખું મકાન ઊંચી બાંધણીનું છે. લાકડાનું તે બનાવેલું હતું. બહારથી બિલકુલ સાદું. તેની કાચની બારીમાં રંગબેરંગી ફૂલના છોડ હતા. રૂમની અંદર સોફાસેટ, ખુરસીઓ અને બીજું ફરનીચર હતું. દીવાલ ઉપર છબિઓ ટીંગાડેલી હતી.

અમે રૂમમાં પ્રવેશ કર્યો ત્યાં બીજી સ્ત્રીઓ પણ સામે આવી. તેમાં એક મિસીસ ઓબર્ગ અને તેમની પુત્રી મેરીઆ હતા. એક સ્ત્રી કાર્યકર્તા બહેન આન્ને હતા અને સ્વીડનની એક પ્રભાવશાળી સ્ત્રી મિસ ફાગરર્ટન હતી. આ મંડળ અમારી રાહ જોઈ રહ્યું હતું.

તે દિવસે જૂનની ૨૦ થી તારીખ હતી. હેલસીંકીનું હવામાન ખૂબ ઠંડું હતું. ઓવરકોટ સિવાય બહાર ફરી શકાય તેમ

નહોતું. વાદળાંનું ધૂમ્મસ જામેલું રહે. વારંવાર વરસાદ આવીને પડી જાય પરંતુ આ વરસાદ રસ્તા પરથી ધોધમાર પાણી ચાલ્યું જાય તેટલો તો નહોતો જ.

મિ. હાઉશના ઘરમાં વરસાદને કારણે અમે વધારે વખત રોકાયાં.

એક સોફામાં માથે ટોપી ઓઢીને એક પુખ્ત વયની સ્ત્રી કાર્યકર્તા બેઠી હતી. બીજી બાજુ મિસીસ ઓબર્ગ અને તેમની પુત્રી બેઠાં હતાં. મિ. હાઉશ સહુનો પરિચય અમારી સાથે કરાવતા હતા, અને અમારા અનુવાદક બન્યા હતા.

પેલા સ્ત્રી–કાર્યકર્તાને અમે પ્રશ્નો પૂછ્યા. ફીન્લાંડની સ્થિતિ જણાવતાં સ્ત્રી–કાર્યકર્તા શ્રીમતી આન્નેએ જણાવ્યું કે મોટા ભાગની સ્ત્રીઓ નોકરી કરે છે. પરંતુ સ્ત્રીઓ પુરૂષો કરતાં ઓછી રોજી મેળવે છે. છૂટાછેડાં વખતે અરધો ભાગ મેળવે છે પણ સમાજમાં સ્ત્રી અને પુરૂષનો દરજ્જો સરખો છે.

એ દરમિયાન મિ. હાઉશની બહેન ઘરમાં દોડાદોડી કરતી હતી. અમે જોયું કે તે ભોજનનું ટેબલ તૈયાર કરી રહી છે. ભારતમાં અમને યૂરોપથી પાછા ફરેલાં મિત્રોએ જણાવ્યું હતું કે ત્યાં પુત્ર અને પુત્રવધૂને ઘેર તેમના પિતા મળવા આવ્યા હોય અને તે બન્ને ખાણાંના ટેબલ ઉપર જમતાં હોય તો પણ પિતાને દિવાનખાનામાં બેસવાનું કહે, અને યૂરોપિયન પુત્ર તથા પુત્રવધૂ નિરાંતે જમે. જ્યારે અમે ચાર ભારતીય તો કાંઇ સગાંવહાલાં નહોતાં, છતાં માઉશા દોડાદોડી કરી રહી હતી.

ભોજનના ટેબલ ઉપર અમને લઇ ગયા તો ત્યાં રકાબીઓ ભરચક હતી. એ ભલી બાઇ ભૂલી ગઈ કે અમે શાકાહારી છીએ. અમે જ્યારે સ્પષ્ટતા કરી ત્યારે એ બહેન ભારે નિરાશ થઈ.

ઘણી મહેનત લઇને એણે વાનગીઓ બનાવી હતી. પરંતુ અમારે મન તો તેનું દર્શન પણ પેટનું ધાન બહાર લાવવા સમર્થ હતું. પણ તે વાતની તેને ખબર નહોતી.

પાઉં, કોફી, ફળ ખૂબ ભાવથી તેમણે પીરસ્યાં. હિન્દુસ્તાન, પંડિતજી અને હિંદના રીતરિવાજની અનેક વાતો પૂછી.

હાઉશે, એ પછી પોતાની વાત ' કહેવા માંડી. અમને ભોજન પછી તેના મકાનની બહાર લઇ ગયા. એના લાકડાના મકાન બહાર ઉગેલો નાનકડો બગીચો બતાવીને કહે કે, "આ મેં અને મારી બહેને તૈયાર કર્યો છે." આ ઘર તો અમે હમણાં જ વસાવ્યું. અમારૂં વતન છોડી અમે અહીં રહેવા આવ્યાં."

"અમે કારેલિયા પ્રદેશમાં રહેતાં હતા. હિટલરે લડાઇ જાહેર કર્યા પહેલાં જ બોંબમારો ચલાવ્યો. અમારે ઘરબાર છોડીને ભાગવું પડયું. મારી મા અને આ બહેન. મારગ કાપતાં કીચડમાં મારી અશકત માના પગ ખવાઇ ગયા. એ કીચડમાં મેં એને ખભે લીધી ને અહીં હેલસીંકી સુધી આવ્યાં. સરકારે અમને આ જમીન ભાડે આપી. તેનાં પર મેં મકાન બાંધ્યું. મારી મા યુદ્ધના આઘાત અને મુસાફરીથી જર્જરિત થઈ ગઇ હતી. આ મકાનમાં જ એ મરી ગઇ."

આ વાત સાંભળીને સદા હસમુખી માઉશાની આંખમાં આંસુ આવી ગયા. જૈફ હાઉશ એની ઓછી સૂઝતી આંખોમાંથી લડાઈના રૌદ્ર સ્વરૂપ સામે જાણે સ્થિર ચિત્તથી તાકી રહ્યા હોય તેમ લાગ્યું. થોડીવાર અમારો વાર્તાલાપ થંભી ગયો.

થોડીવાર રહીને અમે પૂછ્યું. 'તમારે ભારતવાસીઓને કોઇ વાત કહેવી છે ? જવાબમાં કોઇ રાજદ્વારી પુરુષ અમારી મુલાકાત લખાવે તેટલી ગંભીરતાથી તેમણે અભિપ્રાય આપ્યો.

મિ. હાઉશે જણાવ્યું કે તમે અંગ્રેજોના ગુલામ હતા. ગાંધીજીએ લડત ઉપાડી ત્યારે અમને સમજાયું નહિ કે હથિયાર વિના અસહકારથી દેશને કેવી રીતે મુકત કરશે? બીજી વાત મને એ નહોતી સમજાતી કે તમારે ત્યાં અનેક ધનપતિઓ હોવા છતાં દુષ્કાળ કેવી રીતે પડે!

ગાંધીજીને અમે માન આપીએ છીએ. જ્યારે ગાંધીજીનું ખૂન થયું ત્યારે અમને ખૂબ આઘાત થયો.

તમારા નેહરૂ ન્યાયી છે. દુનિયાને મુંઝવણોમાંથી બહાર લાવ્યા છે. હિટલર પડી ભાંગ્યો પછી પણ શાંતિ આવી નહિ. લડાઈથી અમે થાકી ગયા હતા. મારી મા અપંગ બની હતી. બીજી બાજુ તોપ ને શસ્ત્રો તૈયાર થતાં હતાં.

યૂરોપિયન લોકો એક હાથે સીવીલાઇઝેશન ઊભો કરે છે અને બીજે હાથે તેનો વિનાશ કરે છે.

તમને મળતાં, સામાજિક અને સંસ્કારી જ્ઞાનની એક છાપ ઊભી થાય છે. તમારી પંચવર્ષિય યોજના દેશને દુષ્કાળમાંથી બહાર લાવશે. તમે રૂઢિચુસ્તપણાને છોડ્યું છે. ખૂન વહાવ્યાં સિવાય સ્વરાજ્ય લાવ્યા છો. નેહરૂની નીતિ માનવજાતને માટે યોગ્ય છે. તેમનામાં અમને શ્રદ્ધા છે."

મિસિસ ઓબર્ગ, વય ૪૪. આ બહેન ફીનીશ રશિયન હતાં. તેમણે જણાવ્યું કે મહાત્મા ગાંધી વિશે ઘણું વાંચ્યું છે, પ્રેરણા યે લીધી છે. રેડિયો પર તેમના ખૂનના સમાચાર સાંભળવાથી ખૂબ આઘાત થયેલ. હિન્દવાસીઓને જોઇને એ સરસ મુલકની ચમકતી અસર ઊભી થાય છે. ગાંધીજીનાં મૃત્યુ પછી પણ આવા હિન્દવાસીઓથી ભારત સજીવન થાય છે. મને લાગે છે કે માત્ર પ્રાચીન જ નહિ પરંતુ અર્વાચીન સંસ્કૃતિને પણ તમે સન્માનો છો.

સ્વીડનની ટૂરીસ્ટ બહેન મીસ ફ્રાગસ્ટૅન કહે છે; કમનશીબે ભારતની મને ઘણી ઝાંખી છાપ છે. ભારતવાસીઓને મળતાં તમારો દેશ પ્રગતિશીલ હોય તેમ જણાય છે. ભારતમાં આવવાની મારી ઇચ્છા છે પણ પૈસા નથી.

અમારો વાર્તાલાપ પૂરો થતાં મિ. હાઉશનું ઘર જોવા નીકળ્યાં. નીચે ભંડક જેવો ઓરડો તેમાં તેઓ નેતરકામ કરતા. આટલી ઉંમરે આંખે પૂરું નહિ દેખવા છતાં તેઓ નેતરકામમાંથી રોજી મેળવે છે. સંમેલનમાં શરૂઆતના બે દિવસ તેઓ નહિ દેખાયા તેથી અમે પૂછયું: 'આપ કેમ દેખાતા નહોતા?' ત્યારે તેમણે અત્યંત સહજ રીતે જવાબ વાળ્યો: 'મારે મારું નેતરકામ પૂરું કરવાનું હતું. અમારા ભાઇબહેનોનાં ગુજરાનનું એ સાધન છે.' એ સાંભળી અમને એ પુરુષાર્થી, સ્વાવલંબી અને સ્વમાની વૃદ્ધ પુરુષ તરફ માન પ્રગટયું.

સાંજના છએક વાગ્યે અમે વિદાય લીધી. યાદગીરીમાં સહુના ફોટા લીધા.

મિ. હાઉશ અમને મૂકવા સાથે આવ્યા. અમે તેમને કહ્યું કે 'બાલગૃહ અને વૃદ્ધાલય એ બે વસ્તુ જોવાની અમારી ઇચ્છા છે'. તેમણે હસીને જવાબ આપ્યો: 'બાલગૃહ તો આટલામાં નથી પણ એક વૃદ્ધાલય નજીક છે. તે આપણે જોતાં જઇએ.' આમ કહી તેઓ અમને એક વૃદ્ધાલય જોવા લઇ ગયા.

ત્રીસેક વર્ષ પહેલાં કવિવર રવીન્દ્રનાથ ટાગોર રશિયા ગયેલા ત્યારે તેમની સાથે બાબુ ક્ષિતિમોહન સેન પણ હતા. તેમણે ગૂજરાત વિદ્યાપીઠમાં કેટલાક શૈક્ષણિક વ્યાખ્યાનો આપેલાં. તેમાં ત્યાનાં વૃદ્ધાલયોનો ઉલ્લેખ કરતાં કહેલું કે 'આપણને એ વસ્તુ સમજાય તેવી નથી. આપણી સંયુક્ત કુટુંબની ભાવના સાથે એ

બંધ બેસતી આવતી નથી.' અમે વૃદ્ધાલય જોવા ગયા ત્યારે અમારા મનમાં આ વિચારો ઘોળાતા હતા.

એક વિશાળ ચોગાનમાં નાનાં મોટાં છ મકાનો આવેલાં હતાં. બાજુમાં એક હોસ્પિટલ અને પરિચારકો માટે મકાનો આવેલાં હતાં. લગભગ ૫૦૦ વૃદ્ધો માટે રહેવાની સગવડ હતી. રહેવા માટે જુદા જુદા ખંડ હતા. સશક્ત વૃદ્ધો માટે જમવાનો ખંડ અલગ હતો. અશક્ત વૃદ્ધોને તેમના ઓરડામાં ખાણું પહોંચાડવામાં આવતું. અમને આખું આશ્રમ બતાવવામાં આવ્યું. રસોડાની સ્વચ્છતા નમૂનેદાર હતી. અમે ગયા ત્યારે રસોઇ થતી હતી. પરિચારકો, કાર્યવાહકો અને વૃદ્ધો એક જ રસોડે જમે છે. કોઇપણ સારી હોટેલ જેવી ભોજન તથા રહેવાની સગવડ વૃદ્ધાલયમાં હતી. સ્થાનિક વૃદ્ધોને ગામના ૨૫૦ માર્કસ અને બહારનાને ૭૦૦ માર્કસ આપવાના હોય છે. (૭૦ માર્કસ = ૧ રૂપિયો.)

અમે કેટલાક વૃદ્ધોની મુલાકાત લીધી. તેમની સાથે વાતચીત કરી. એક વૃદ્ધને તેની દીકરી મળવા આવેલી. મિ. હાઉશ દ્વારા અમે તેને પૂછ્યું: તમારા પિતા અહીં એકલા રહે છે એ કરતાં તમારી સાથે રહે, તમે તેમને પ્રેમથી જમાડો, તેમની સેવાચાકરી કરો એ વધુ સારું નહિ?

એ બહેને લાગણી પૂર્વક હસીને ઉત્તર આપ્યો: 'કેમ નહિ, પોતાના પિતાની સાથે રહેવું ન ગમે એવી કોઈ પુત્રી હોઇ શકે ખરી? અને તેમની સેવામાં મને જરૂર આનંદ આવે પરંતુ અમે બન્ને જણાં સવારનાં કામ ઉપર ચાલ્યાં જઇએ છીએ. બપોરનું ખાણું પણ ત્યાં જ લઇએ છીએ. સાંજે કામ ઉપરથી છૂટયા બાદ હું સંગીત શીખવા જાઉં છું; મારા પતિ સ્પોર્ટસમાં જાય છે. રાતે અમે ઓપેરા અગર મિત્રોને મળવા–

હળવા જઈએ. આમાં અમને પિતાજીની સાથે રહેવાનો કે તેમની સેવા કરવાનો બહુ ઓછો સમય રહે છે. ઉલટું એમને એકલું ને અટૂલું લાગે એ કરતાં અહીં તેઓ વધારે સુખી છે.'

અમે વૃદ્ધને પૂછ્યું, 'અમને માફ કરજો, અમારા દેશમા આ જાતના વૃદ્ધાશ્રમો નથી હોતા. અમારા સામાજિક રિવાજની દૃષ્ટિએ અમને આ વસ્તુ તદ્દન નવી જ લાગે છે તેથી આપને પૂછીએ છીએ. અહીં કુટુંબથી જુદા પડીને આપ એકલા રહો છો એ કરતાં આપનાં દીકરા કે દીકરી સાથે રહો, એમનાં નાનાં બાળકોને રમાડો, એ નાના બાળકો તમારા ખોળામાં બેસીને દાઢીમૂછના વાળ તાણે અને વહાલ કરે, એમાં જીવનની વધારે મીઠાશ અને હૂંફ ન લાગે?'

વૃધ્ધે શાંતિપૂર્વક જવાબ આપ્યો: 'માનવહૃદયમા રહેલા ભાવો જગતમાં એક સરખા જ છે. લોહીનો સંબંધ એ અલૌકિક વસ્તુ છે. પૌત્રપૌત્રીઓને રમાડવામાં જરૂર આનંદ આવે અને હૂંફ મળે પરંતુ એ બાબતમાં તમારા દેશની રહેણીકરણી અને અમારી રહેણી કરણી સાવ જુદી છે. તમે જ વિચાર કરો, દીકરો કે દીકરી પરણીને જુદાં થાય, તેમનું કામ જુદું, તેમના વિચારો જુદા, તેમના દોસ્તમિત્રો જુદા, તેમના જીવના રસો જુદા, તેમના સામાજિક અને રાજકીય વિચારો જુદા, આમાં તેમનો અને આપણો મેળ કેમ ખાય? એટલું જ નહિ પણ અમુક ઉંમર પછી માણસ વધારે આગ્રહી થાય છે એટલે પોતાના મતાનુસાર પોતાના જ બાળકો ન વર્તે એનું એને દુઃખ રહ્યાં કરે છે. વળી કેટલીક બાબતમાં આપણે તેમને અગવડ રૂપ પણ બનીએ એ કરતાં અમારી આ વ્યવસ્થા ઘણી સારી છે. જેમની સાથે મેં જીવનભર કામ કર્યું એવા દોસ્તો અહીં છે. તેમના સહવાસમાં મારા દિવસો બહુ લહેરથી જાય છે. વળી મારી

દીકરી જેવી જ પરિચારિકાઓ અહીં છે. મને પ્રેમથી જમાડે છે, ને સાચવે છે. અને મારી દીકરી અઠવાડિયે એકવાર આવીને મને મળી જાય છે.'

આમ વાત કરે છે ત્યાં એક નર્સ ટ્રોફી લઇને આવી અને એ વૃદ્ધ હર્ષભેર બોલ્યા: 'આ મારી એક દીકરી આવી.'

અને અમને અમારા પ્રવાસમાં એ વસ્તુ ખાસ જોવા મળી કે વૃદ્ધાલય હોય કે બાલગૃહ હોય, કારખાનાનું, રસોડું કે અન્ય ઉપાહારગૃહ હોય, પોતાના કુટુંબીજન જેવા જ ભાવથી બાળકો તથા વૃદ્ધોને બહેનો સાચવે છે.

એકવાર અમે મકાનો બાંધનાર મજૂરોની સભામાં ગયા. હેલસીંકી શહેરથી દૂર પરામાં મકાનો બંધાતાં હતાં. કડિયા, સુથાર, લુહાર, વગેરે મજૂરો એક ટેકરીના ઢોળાવ પર એકઠાં મળ્યા હતાં. તેમણે કામનાં કપડાં પહેર્યાં હતાં, સુદૃઢ, ખડતલ શરીર, સૂર્યપ્રકાશમાં ચમકતા ગુલાબી ચહેરા, ઝીણી માંજરી આંખો અને ખુશમિજાજ. અમને જોતાં જ તેઓ ઉભા થયા અને તાળીઓથી અમને આવકાર આપ્યો.

પ્રસંગોચિત વ્યાખ્યાનો થયાં. તેમના અને આપણા દેશના કારીગરોના જીવન વિષે સવાલ જવાબ થયા. તેમને રોજના સરેરાશ હજારથી બારસો માર્કસ (૧૫ થી ૧૮ રૂપિયા ) મળતા હતા. આપણે ત્યાં (શહેરમાં) કારીગરોનું રોજ ચારથી પાંચ રૂપિયા છે એમ જાણીને તેઓ એકદમ દિલગીર થઇ ગયા અને તેમનામાંથી બે ત્રણ ભાઇબહેનો ઉભાં થઈ પોતાની ટોપીમાં ઉઘરાણું કરવા લાગ્યાં. પાંચ મિનિટમાં રોકડ અને નોટોનો થોકડો અમારા ખોળામાં મૂકયો. અમે તેમને સમજાવવા પ્રયત્ન કર્યો કે: 'તમારે ત્યાં ભલે રોજના અઢાર રૂપિયા મળતા હોય પરંતુ, તમારે ત્યાં અમારા કરતાં ત્રણ ચાર ગણી ચીજ વસ્તુ મોંઘી મળે છે

હિસાબે અમારા કારીગરો તમારાથી બહુ ગરીબ નથી.' છતાં તેમણે કહ્યું 'ગમે તેમ હોય, આ અમારી કારીગરોની ભેટ રવી કારવી જ પડશે.'

આખરે રોકડ રકમને બદલે કોઈ ચીજ સંભારણા તરીકે લઇ જવા અમે કબુલ થયા

મજૂરો, કારીગરો, કારકુનો, વ્યવસ્થાપકો સૌ એક જ ભોજન ગૃહમાં સાથે બેસીને બપોરનુ ખાણું લેતા હતા. અમને ત્યા નાસ્તોપાણી કરાવ્યા. શિયાળામાં તેમને કામ કરવાની ભારે તકલીફ પડે છે. ચોમાસામા થોડો વરસાદ હોય ત્યા સુધી કામ કર્યા કરે પણ કેટલીકવાર બરફ વરસે ત્યારે કામ છોડી દેવુ પડે. અમે જોયુ કે મજૂરવર્ગ, કારીગરવર્ગ કે શ્રમજીવીઓ જે નામ આપો તે દુનિયાના ગમે તે છેડે જાઓ, પરિશ્રમ કરે છે પણ તેમના મ્હો એહાડુ જીવન તરફ જ હોય છે. તેમને ભારે શ્રમ કરવો પડે છે તે ન છૂટકે કરે છે. તેમને અમે પૂછ્યુ : 'તમારા બાળકો આ જ કામ કરે તેમ તમે ઇચ્છો ખરા?'

"બિલકુલ નહીં. વરસતા વરસાદમા, બરફ જેવી ઠંડીમાં, આતરડાં ઊંચા થાય તેવો શ્રમ તેમને ન કરવો પડે તે માટે અમે તેમને ખૂબ ભણાવીએ છીએ. તેઓ મોટા અધિકારી બને, ડૉક્ટર બને એમ અમે ઇચ્છીએ છીએ."

"અને પ્રધાન પણ બને." અમે કહેલુ.

"જરૂર, જરૂર. પ્રધાન બને."

ફરી હર્ષનાદના પોકારોથી તેમણે અમને વિદાય આપી.

આ વાતને ચાર દિવસ ગયા હશે. કડીયા મજૂરોએ એકઠા કરેલાં નાણાં અને અમને આપવાની ભેટ ભૂલાઈ ગઈ હતી અમે શહેરના મધ્યભાગમા આવેલા વિશાળ ટાઉન હોલમાં શાંતિપરિષદમા બેઠા હતા. એક પછી એક રાષ્ટ્રના પ્રતિનિધિઓ તેમનાં પ્રવચન

આપતા હતા. ત્યાં મિસ્ટર લાઇને આવ્યા. આવીને કહે કે તમને બહાર કોઈ શોધે છે. હોલની બહાર તેના પ્રવેશદ્વાર પાસે અમે પહોંચ્યા. અનેક સ્ત્રી, પુરૂષો અને બાળકો ત્યાં હતાં, પણ અમારાં પરિચિત કોઇ લાગ્યાં નહિ. ઓચિંતા ત્રણ સદ્‌ગૃહસ્થો સુંદર પોષાકમાં પાસે આવ્યા ને હસી પડ્યા. હસ્તધૂનન કરી, અમારા હાથમાં ભેટ ધરી અમી નીતરતી આંખે જોઇ રહ્યા.

એ ત્રણે ય ભાઇઓ કડીયા, મજૂરો હતા. અત્યારે કોઈ પણ ફીનીશ ગૃહસ્થના અદ્યતન પોષાકમાં હતા, તેથી પારખી શકાયા નહિ. તેમણે આપેલી ભેટ ચકચકતી સોનેરી હાથાવાળી ત્રણ કલાત્મક કટારો હતી. તેના ઉપર નામ લખવામાં આવ્યું હતું.

અમે શાંતિદૂતો હતા. કટારોની ભેટ સપ્રેમ આ શાંતિ-દૂતોને મળી તે પણ પ્રેમ દર્શાવવાની એક વિશિષ્ટતા હતી.



આ અજાણ્યા પ્રદેશમાં સ્વચ્છતાનો પાર નહિ. રસ્તામાં નીકળી પડીએ તો લઘુશંકાનું સ્થળ શોધતાં પારાવાર તકલીફ પડે. હેલસીંકી રેલ્વે સ્ટેશન પાસે અકળાઇને મિ. હાકરાને પૂછ્યું. વૃદ્ધ હાકરે સ્થળ બતાવ્યું. પણ એ સ્થળની મુલાકાત વિના મુલ્યે હતી નહિ. બહાર એક યુવતિ નહેરના પેશાબખાનામાં જવાની ટિકીટ આપતી હતી. આ ટિકીટની કિંમત દશ પૈસા હતી.

## લા ય લા

—એક ફીન પુત્રી

[ ૪ ]



છબિમાં બહેન લાયલા, ઉષાબહેન, અને લાયલાના ત્રણ ભાઈઓ.

હેલસીંકીમા એ દિવસે અમારે ગામમા જવુ હતું, પણ શહેર દૂર હતું. બસ ચાલતી હતી, પરતુ અમારી પાસે પૈસા તો હતા નહિ. અમારી સાથેના પ્રતિનિધિ શ્રી. મોદીએ થોડા માર્કસની વ્યવસ્થા કરી આપી જેમ તેમ કરી બસમા શહેરમા પહોચ્યા ત્યાથી રસ્તો બરોબર ધ્યાન રાખતા આગળ ધપતા હતા.

આશ્ચર્ય વચ્ચે અમે જોયુ કે હેલસીંકીના રસ્તા જ્યા ક્રોસ થતા હતા, ત્યા પણ સાઇડ આપનાર કોઇ લાલ લીલી બત્તી કે પોલીસ નહોતી. અમે ફૂટપાથ પરથી ઉતરીને રસ્તો ક્રોસ કરીએ ત્યારે બાજુમા આવતી મોટરો થોભી જતી. અમે આગળ ધપતા અટકી જઈએ, તો પણ વાહન ચલાવનાર પહેલા અમને પસાર થવા દેવાનો

આમદ રાખે. મોટરોને હોર્ન નહોતાં. રસ્તા પર ટ્રામ પસાર થતી હતી, બસો ચાલતી હતી, પગે ચાલીને માણસો પણ જતાં હતાં, છતાં કોઇ જાતનો ઘોંઘાટ કે ધમાલ હતી જ નહિ.

રસ્તામાં અમને ઠંડીનો સપાટો લાગ્યો હતો. એરટાઇટ અને હીટરવાળા મકાનો છોડી ઠંડીમાં રસ્તા પર નીકળવાનું સાહસ અમે કર્યું હતું. વરસાદ પડી જતા ઠંડી વિશેષ લાગતી હતી. અમારી દાઢી ડગડગતી હતી.

શ્રી સુનિલ ભટ્ટાચાર્ય અમારી સાથે હતા. અમે કોઇ સંસ્થા જોવા માગતા હતા. રસ્તામાં આવતી વૉરસોમાં ભરાનાર વર્લ્ડ યુથ ફેસ્ટીવલની હેલસીંકી ખાતેની કચેરીમાં લઇ ગયા. અમને જોતાં ત્યાંની બહેનો અને જુવાનો અરધા અરધા થઈ ગયાં. ફીન્લેન્ડના અખબારો બતાવ્યાં. અમને સાથે આપ્યાં. અગાઉ લીધેલી અમારી છબિઓ જે દૈનિકોમાં છપાઇ હતી, તે દૈનિકો બતાવ્યાં.

શાંતિ પરિષદ હેલસીંકી શહેરના વિશાળ મિસુહલી હૉલમાં મળતી હતી. આ સ્થળે સાઇઠ દેશોમાંથી આવેલા લોકો એક બીજાને હળતા મળતા હતા. સભાખંડ બહાર સેંકડો સ્ત્રી–પુરૂષો અને બાળકો પરદેશથી આવેલા મહેમાનોને મળવા આવતાં હતાં.

ભારતીય પ્રતિનિધિઓની મુલાકાત લેવા આ ફીન લોકો ખાસ આતુર હતા. પરિષદની બેઠકો સતત ચાલુ રહેતી. ક્યારેક ટપાલ અગર બીજી ખરીદી માટે અમે ઉપરના ખંડમાં જતાં. એક વેળા એક જુવાન ભાઇ અને બેન અમને એ હૉલના ઉપ-રના માળે લઇ ગયાં. ઉષાબહેનને એક છોકરી આવીને કહે: 'ઉભા રહો, તમારી છબિ લેવી છે!' એ ઉભા રહ્યાં. ઓછી વાઇટમાં એણે ચાંપ દાબી.

વળતાં એ લોકોની છબિ અમે પણ પાડી. છબિ પડતી હતી ત્યાં આ બાઇએનનાં માતાપિતા પણ આવી પહોંચ્યાં. તેમને પણ વચ્ચે ઉભા રાખ્યા. ફોટો લીધા પછી તેમનુ સિરનામુ લીધુ જરા પરિચય પણ થયો. આ આખા કુટુંબમાં લાયલા એક જ દિકરી હતી. ઘરમાં એ સહુથી મોટી હતી. તેને ત્રણ ભાઈ એ હતા. એ ત્રણે ય ભણે છે. લાયલા પોતે નોકરી ઉપરાંત અભ્યાસ કરતી હતી. લાયલાએ એના અને એના કુટુંબ વિષે થોડા વખતમાં ઘણી વાત કહી દીધી. કુટુંબમાં માત્ર એ એક જ અંગ્રેજી જાણતી હતી એટલે અમારા અને તેનાં કુટુંબ વચ્ચે એ અનુવાદક તરીકેની ગરજ સારતી હતી.

સાંજના અમે છૂટા પડી નિવાસ તરફ જતાં હતાં, ત્યાં દોડતી દોડતી લાયલા આવી, તેની પાછળ તેની માતા હતી. તેણે આવીને અમને વિનંતિ કરી કે મારી માતા એવુ ઇચ્છે છે કે સહુ અમારા ઘેર મહેમાન બનો. તમે કહો ત્યારે તેડવા આવું! તેની પાછળ ઉભેલી માતા હસી રહી હતી અને દિકરીની વાતમાં સંમતિ પૂરાવતી હતી.

૧૯ વર્ષની આ દિકરી લાયલા નિર્ભય રીતે અમારી સાથે ઘરના મુખ્ય માણસ તરીકે વાત કરતી હતી. તેનું ગોળ મટોળ મ્હોં, વિશાળ કપાળ, ગાલ ઉપસેલા, ગરદન સુધી વેરાયેલા વાળ અને ગભરૂ ચહેરો લાયલાનું પોતાનું વ્યકિતત્વ ઉભું કરતાં હતાં. બીજે દિવસે સાંજે અમે એને વખત આપ્યો હતો.

બીજા દિવસે સાંજે જ્યારે અમે પરિષદની બેઠકમાથી છૂટયાં ત્યારે બે રેક્ષી સાથે એ બહાર ઉભી હતી. તેના મોઢા ઉપર ભારે ગંભીરતા હતી. અમને જોઇને સ્હેજ હસી પાછી સ્વભાવ મુજબ ગંભીર બની જતી હતી. મોટરમાં અમે બેઠાં

અને તેના ઘર તરફ બંને ગાડીઓ છૂટી. ટેક્ષીઓ કયા કયા રસ્તે થઈને પસાર થઇ તેની બહુ માહિતી રહી નહિ. તેના સાન્તા વેરેન્ટાઇ શેરીના નાકે ૪૭ નંબરના બંગલા પાસે બંને મોટરો ઉભી રહી.

મોટરમાંથી બહાર જેવાં અમે ઉતર્યાં તેવાં જ લાયલાનો વચેટ ભાઇ તેના કેમેરા સાથે અમારી તરફ ધસ્યો. અમારા આગમનની છબિઓ પાડી. લાયલાના મકાનમાં ગયાં. ત્યાં તેનાં માતા અને પિતા તથા કાકા અને કાકીએ અમારું સ્વાગત કર્યું. અમને દેખીને તેમનાં મોઢાં મરકવાં લાગ્યાં, અને અમારો વાર્તાલાપ શરૂ થયો.

લાયલાનું મકાન મોટા શહેરોમાં બંગલાઓમાં જુદા જુદા ફ્લેટ હોય છે તેવા પ્રકારનું હતું. ઘરમાં બધું જ અદ્યતન ફર્નીચર હતું. એક ખંડમા નાનકડી હાથશાળ ઉપર લાયલાની બા લાયમી, કાર્પેટનું વણાટકામ કરતી હતી. તેના પિતા એક કારખાનામાં કામે જતા હતા. એનો એક ભાઈ પોરટમેન હતો.

અમારા માટે કોફી તથા નાસ્તો તૈયાર રાખ્યાં હતાં. એ પતાવ્યા પછી અમારી પાસેનાં ભારતીય ચિત્રો અમે બતાવ્યાં અને ભેટ આપ્યાં. છૂટાં પડતાં ઉષાબેનને તેની માંતાએ વહાલથી કલામય પોંચી ભેટ આપી. લાયલા. મોટરમાં અમને ઓપેરા થીએટર સુધી મૂકી ગઇ.

થીએટર બહાર અમારા નિવાસસ્થાને લઇ જવા માટે ચાર બસ ઊભી હતી. આજના કાર્યક્રમનો અમારી પાસે પાસ હતો. થીએટરની અંદર જઈને બારણું ખોલ્યું તો કાર્યક્રમ ચાલુ થઇ ગયેલો. આગળની લાઇનમાં કેટલીક ખુરશીઓ ખાલી હતી. પછી અમે પાછળ શેના બેસીએ? અમે તો ચારેય અમારા ફીનલાંડના

પંદર દિવસના પરિચયવાળા જુસ્સાથી પહેલું બારણું ઉઘાડી આગળ ધૂસ્યાં ને ઝડપથી બેઠકો લઇ લીધી. મોડા પડ્યાં પણ પહેલા રહ્યા તે અભિમાનથી છાતી ગજગજ ઉછળી. જરાક કળ વળી અને પાછળ જોયું તો શાંતિ પરિષદના પ્રમુખો અમારી બેઠક પાછળ બેઠા હતા. ભારતીય પ્રતિનિધિઓ સાવ છેલ્લી લાઇનમાં ગોઠવાયેલા હતા. અમે વજુભાઇ સામું જોયું. બાજુમાં કેનેડાના એક ગૃહસ્થ બેઠા હતા. તેની સાથે વાત કરતા સ્પષ્ટતા થઈ કે આપેલા પાસની અંદર સીટનંબર નિયત હોય છે. અમે તો અમારા પરિચયના આવેશમાં બેસી ગયા અને આખો કાર્યક્રમ, બીજું કોઇ આ બેઠકે બેસવા આવતું તો નથી ને, તેની રાહ જોતાં પસાર કર્યો.

લાયલા તો એને ઘેર પહોંચી ગઇ હતી. બીજા દિવસે સભાખંડમાં આવેલી અને અમારી સાથે મળવાનો સમય મુકરર કરી ગઈ. સાંજના સાત વાગ્યે અમારા ચાર માઇલ દૂરના ઉતારે ઓતેનેમીમાં તેને મળવાનું કહ્યું હતું. તેને શું કામ હતું તેની અમને જાણ ન હતી. અમારાથી આ મુલાકાત ભૂલાઈ ગઇ. તે દિવસે રાત્રે અમે ઓતેનેમીમાં પાછા ફર્યાં. અમારી બાજુની રૂમના સાથીદારે જણાવ્યું કે એક બહેન સાંજના સાત વાગ્યાથી તે રાતના ૧૨ વાગ્યા સુધી અમારી રાહ જોઇને બેઠાં હતાં. અમારા અંતરમાં ધ્રાસકો પડ્યો. અમે આપેલી મુલાકાત ભૂલી જતાં લાયલાને પાંચ કલાક અમારે માટે ખોટી થવું પડ્યું.

બીજે દિવસે પેરીનબેને અમને બોલાવ્યા. અમારી પાસે પેકેટસનો ઢગલો કર્યો, અને જણાવ્યું કે એક બહેન તમને મળવા આવી હતી. કલાકો સુધી બેસી આ સામાન અને આ કાગળ આપતી ગઈ છે. અમે પેકેટસ ઉઘાડયાં. અમારા સૌ માટે તેમાં કિંમતી ભેટ અને છબિઓ હતી.

બહુ ઓછાબોલી આ લાયલા તેના વતનમાં આવેલ અતિથિઓનું સ્વાગત કરવા કેટલી આતુર હતી! એની મૂંગી આંખો ચોમેર ફરતી. ભારતની અનેક વાતો પૂછીને ભારતવાસીઓ પર ભગિનીપ્રેમ દાખવતી. લાયલાનું સારૂં કુટુંબ ભારતીય બંધુત્વનું એક અંગ છે. અમારા નિવાસસ્થાને કલાકો સુધી રાહ જોઈને તે બેસી રહી. તેની વાત અમારે ભારતનાં જૂદા જૂદા અનેક પ્રતિનિધિઓ પાસેથી સંદેશા તરીકે સાંભળવાની જ રહી.



ફીન્લેન્ડના પાટનગર હેલસીંકીની મુલાકાત જો તમે લ્યો તો ત્યાં તમે એક માસ સુધી વસ્ત્રો નહિ બદલો તો પણ એ ઠંડા ધુળ વિનાના મુલકમાં કપડાં મેલાં નહિ થાય; પણ જો ધોવા આપશો તો નીચે મુજબ ત્યાં ધોલાઇ આપવી પડશે.

| | રૂા. આ. પા. |
|---|---|
| કોટ-પેન્ટ | ૧૦—૦—૦ |
| શર્ટ | ૧–૧૪—૦ |
| અન્ડરવેર | ૦—૮—૦ |
| ટુવાલ | ૦—૯—૬ |
| હાયરૂમાલ | ૦—૨—૬ |

# ઘેર અને નાટકમાં

## [ ૫ ]

ઓબર્ગ દંપતી વારંવાર અમારા નિવાસસ્થાને આવતાં. ત્યાંથી અમે સરોવર કાંઠાના જંગલમાં લટારે જતાં. હાઉશ અને ઓબર્ગ કુટુંબ જોડાયેલું હતું. બાવન વર્ષના મિસ્ટર ઓબર્ગ બહુ જુજ અંગ્રેજી જાણતા, છતાં હાઉશના કારણે તેમની વાત સમજવાનો અમને અવકાશ રહેતો હતો. હાઉશની ગેર-હાજરીમાં શ્રી ઓબર્ગ તેની તૂટીફૂટી ભાષામાં સમજાવવાનો પ્રયાસ કરતા. તેમની શરમાળ પુત્રી મેરી સાથે આવતી. તે પણ અંગ્રેજી જાણતી. પરંતુ પ્રકૃતિના કારણે ભાગ્યે જ વાતચીતમાં ભાગ લેતી. આ કુટુંબોને અમારે લગભગ હંમેશાં મળવાનું થતું.

એક દિવસ ઓબર્ગ, તેમના પત્ની, બે વૃદ્ધા, મિસ કાગરસ્ટેન અને હાઉશ અમારા નિવાસ સ્થાને ત્રીજા માળની રૂમમાં આવી ચડયાં. અમે સહુ બેઠાં. ગાંધીજીની વાત નીકળી. બંને વૃદ્ધ માજી

અને મીસીસ ઓબર્ગ ગાંધીજીનાં ભક્ત હતાં. તેમને ગાંધી ટોપી પહેરેલા અમારી પાસેથી ગાંધીજીની વાતો સાંભળવી હતી.

ગાંધીજીના જન્મથી મૃત્યુ સુધીનું મોટું આલ્બમ અમારી પાસે હતું. છબિ એક પછી એક કાઢતાં જઈએ. અંગ્રેજીમાં હાઉશને છબિનો અર્થ સમજાવતા જઈએ. તે ફીન ભાષામાં એ અતિથિઓને સમજાવે. આમ ગાંધીજીએ સ્વરાજ્ય અપાવ્યું એ પ્રસંગ આવ્યો. ૧૫ મી ઓગસ્ટનો ઉત્સવ, ગાંધીજીની નોઆખલિની યાત્રા અને ૩૦ મી જાન્યુઆરીએ પ્રાર્થના સભામાં ગાંધીજી પર ગોળીબાર અને કરૂણ અવસાન. ગાંધીજીની મૃત્યુ વેળાની છબિ જોતાં મીસીસ ઓબર્ગ રડી ઉઠયાં. વાતાવરણ ગમગીન બન્યું. આ વેળા યાદ આવ્યું કે એણે કહ્યું હતું કે જ્યારે રેડિયાએ સમાચાર આપ્યા કે ગાંધીજીનું ખૂન થયું ત્યારે આ બહેનનું હૃદય આઘાતથી દ્રવી ઉઠયું હતું. ભારતથી ૬૦૦૦ માઈલ દૂર આવી કેટલીયે વ્યક્તિઓ ભારતને પોતાનું બનાવનાર સામાન્ય માણસોમાં પણ વસે છે.

અને તે પછી એકવાર અમને આગ્રહ કરી ઓબર્ગ તેમને ઘેર લઈ ગયા. પ્રૌઢ, ખડતલ ને ઓછાબોલા ઓબર્ગ બહુ ભાવ બતાવી શકતા નહોતા, પણ તેમના હૃદયના ભાવ બહુ ઓછા શબ્દોથી પણ અછાના રહી શકતા નહોતા.

ઓબર્ગના ઘેર હાઉશ આવી ગયા હતા. ઓબર્ગ જે માળામાં રહેતા હતા, તે ૩૦ જણની માલિકીનું મકાન હતું; તેમાં ઓબર્ગ એક હતા. સોફા, કબાટ, પલંગ વગેરે ફરનીચરથી મકાન શોભતું હતું. દીવાલ પર ટોલ્સ્ટોય અને ક્રાઇસ્ટનાં ચિત્રો હતાં, કસ્તુરબા અને બાપુનું ચિત્ર આ કુટુંબને અમે ભેટ આપ્યું હતું, તે મઢાવીને સાચવી રાખ્યું હતું.

રાતના નવ થયા હશે. એક ટેબલ ફરતા અમે દશ ભાઇ-બહેનો ઓબર્ગના ઘેર જમવા બેઠાં. શાકાહારીને ખપતું એમાં બહુ ઓછું હતું. પાઉં, માખણ, કોફી અને ફળ જ લઇ શકતા હતા, પણ બાજુમાં માંસ ખાનારની સુગ પણ કેમે ય કરીને જતી નહોતી.

જમીને ફરી વાતો ચાલી. ભારતમાં એ લોકોને આવવાનું નિમંત્રણ આપ્યું, ત્યારે હસી પડયા. કહેવા લાગ્યા કે એટલા પૈસા લાવવા કયાંથી? આવવા જવાના સહેજે છથી સાત હજાર રૂપીઆ થઈ જાય; છતાં ત્યાં આવવાની ઇચ્છા તો છે તેમ તેમણે તેમનો મનોરથ કહ્યો. રાત વધતી જતી હતી, પણ આકાશમાં દિવસનો પ્રકાશ ઝગગગતો હતો. હાઉશે કહ્યું કે રાતના બાર થયા છે. અમે સૌ ઉભાં થઇ ગયાં. વહાલથી સૌએ રામરામ કર્યા. ફીનીશ ભાષામાં કહ્યું કે, ફરીથી મળશું. અમે નીચે ઉતર્યાં. બારણું બંધ હતું. એ બારણું ખોલવા માટે ચાંપ દાબી અને ઉપલા માળથી ઘરરર કરતી લિફ્ટ ભોયતળીયે આવીને ઉભી રહી. ખરેખર બહાર જવાનું બારણું તો બીજી બાજુ હતું.

રસ્તા ઉપર આવ્યાં. પશ્ચિમ બાજુ સૂર્યનો લાલ પ્રકાશ જાણે સવાર થઇ ગયું હોય તેવી ભ્રાંતિ કરાવતો હતો. બે કલાક પછી તુરત આ સૂર્ય ત્યાંથી દોટ મૂકી પૂર્વમાં આવી જવાનો છે. રડીખડી ટ્રામો રસ્તા ઉપર ચાલતી હતી તે હવે બંધ થઇ હતી. ટેક્ષીઓ મળતી નહોતી. ચાલીને અમે થીયેટર પર આવ્યાં, જ્યાં અમારા નિવાસસ્થાન પર જવાની બસ ઉભી હતી. અમારા કાયમી સાથીદાર જેવા શ્રી હાઉશ અહીં સુધી સાથે હતા. તેઓ પાછા જવાનું શું કરશે તેની અમને ચિંતા હતી. કાંઇ ફીકર નહિ કહેતાં તેઓ કાચી આંખે પણ ચાલતા થઈ ગયા.

હેલ્સીંકીમાં અમે જૂનાં થઈ ગયાં હતાં. શાંતિ પરિષદનાં પ્રવચનોને દિવસનો ભાગ ઓછો પડયો એટલે રાત માટે પણ લંબાવ્યો. અમારો વિચાર અહીંઆની રંગભૂમિ જોવાનો હતો. સભાખંડમાં બેઠાં હતાં ત્યાં જ ખબર આવ્યા કે સાંજના ફીન ભાષામાં એક નાટક છે. અને ભારતના પ્રતિનિધિઓને એ જોવા માટેનું નિમંત્રણ આપવામાં આવ્યું છે.

સભાખંડની બહાર નીકળ્યાં તો એક ચપળ બહેન નાટક-ઘર પર લઈ જવા માટે ત્યાં ઊભેલી હતી. સૌને ઝડપથી એકઠાં થઈ જવા આદેશ આપતી હતી. તેણે ભૂખરું પાટલુન અને શર્ટ પહેર્યાં હતાં. માથા ઉપરના છૂટા વાળ ખભા ઉપર વેરાયેલા પડયા હતા. તેના ડાબા ખભા ઉપર એક ચામડાનું પાકીટ લટકાવેલું હતું. પ્રથમ તો અમે તેને બસની કંડકટર ધારી હતી. ચકલીની જેમ ઉડતી, અમને થીએટર ઉપર લઈ ગઇ. રંગભૂમિની વાતો કરતા એ થાકતી ન હતી. એની ચાલવાની ગતિ સાથે આપણી ગતિ મેળવવી મુશ્કેલ. સંસ્કારી અને વિવેચનની ભાષા ઉપરથી પૂછવાનું મન થયું. 'તમારૂં નામ?'

'રીત્વા.'

એ પછી એણે જણાવ્યું કે પોતે અભિનેત્રી છે. અને રંગભૂમિ તથા ચલચિત્રમાં કામ કરે છે. સંગીત તથા અભિનય કળામાં એને અત્યંત રસ હતો.

રીત્વા અમને એક બગીચામાં લઇ આવી. એ બગીચામાં પ્રવેશ કરી અમે એક નાનાશા ઢોળાવ પર ચડયાં અને એક નાનકડું ઓપન એર થીએટર આવ્યું. નાટક ચાલુ હતું. બસો જેટલા પ્રેક્ષકો ખુલ્લા આકાશ નીચે સામાન્ય ખુરશી અને બાંકડા ઉપર

બેઠા હતા. રીતાએ કહ્યુ કે નાટકનુ નામ 'લાલકુલોનુ ગીત' છે. ચાનુ નાટકે રીતવા તેનો અર્થ સમજાવતી જતી હતી.

પડદા ઉપર એક જુવાન છેલછબીનો છોકરો ગામડાની અનેક છોકરીઓ સાથે સબધ બાધી રહ્યો હતો, અને અતમા આ બધી છોકરીઓને તરછોડી એમના જીવન ધૂળધાણી કરતો આ પ્રસંગો રગભૂમિ ઉપર એક પછી એક બનતા હતા. છેવટે આ જુવાન એક શ્રીમંત ખેડૂતની પુત્રીના પ્રેમમા પડચો, અને આગળ જતા તેની સાથે લગ્ન કરવાની માગણી કરે છે. પરંતુ છોકરીનો પિતા સમત થતો નથી રગભૂમિ ઉપર ઘણા બનાવો બને છે અને અતે લગ્નનો નિર્ણય લેવામા આવે છે. લગ્નના દિવસ જ છોકરીના ચારિત્ર્ય વિષે છોકરાને શકા જાય છે છોકરી પવિત્ર છે. પરતુ ગુસ્સાથી તેના પતિની શકા વધારે ગાઢ બને તેવુ વાતાવરણ ઉભું કરે છે અને તેના ભાવિ પતિને કહે છે કે તારૂ ભૂતકાળનુ જીવન કેવુ છે તે યાદ કર। જે પવિત્ર હોય તે જ સામા પાત્રમા પવિત્રતાની આશા રાખી શકે અંતે છોકરી નિર્દોષ હોવાની પ્રતિતિ થાય છે, અને આ રખડેલ છોકરાનુ ઘર બધાય છે

નાટકની રજૂઆત, તેના સેટીંગ્ઝ, તેના સ્વાભાવિક સંવાદ અને વિનોદ ખૂબ જ સ્વાભાવિક અને રસપ્રદ લાગ્યાં નાટક પૂરૂ થતાં તેના અભિનયકારો અમને છૂટથી મળ્યા ને ગીતો સભળાવ્યા. અમારા કલાકાર ભાઇઓએ પણ ગીતો ગાયા દોસ્તીનુ વાતાવરણ જામ્યુ. શરબતના ગ્લાસો ઉડવા લાગ્યા છબિઓ ખેચાણી, અને ખુશનુમા વાતાવરણમા સૌ છૂટા પડયા.

ફીનલાડમા ૧૯મી સદી પછી રાષ્ટ્રીય થીએટરો બન્યા છે. ૧૯૫૧-૫૨મા રાજની મદદથી ૩૩ થીએટરો ઉભા કરવામા

આવ્યાં છે. ચાર થીએટરોમાં સ્વીડીશ ભાષામાં નાટકો ભજવાય છે. જુદી જુદી સંસ્થાઓમાં રંગભૂમિના આશ્રય નીચે ૩૩૦૦ કલા અભિનયકારો નિયમિત નાટકો રજૂ કરે છે.

ફીનલાંડમાં ખરા સંગીતનો પ્રારંભ ૧૮૪૮માં થયો. ૧૮૫૨માં પ્રથમ ફીનીશ ઓપેરા ભજવવામાં આવ્યું. બી. એચ. ક્રુઝેસ ફીનીશ સંગીતના પિતા કહેવાય છે. વાઠનો રાઇસ્યિો, આર. એ. મેરીકાન્તો, યુનો કલેઝી, યહ્નેો રાન્તા વ. અદ્યતન સંગીતના પ્રવાહના પ્રણેતા ગણાય છે.

નાટકમાંથી ઘેર પહોંચ્યાં ત્યારે ઠીક ઠીક મોડું થયું હતું.



મિસ્તર ઓબર્ગને ઘેરથી નીચે ઉતર્યાં. ત્રણ દાદરા ઉતરી બારણું ખોલવા લાગ્યાં, પણ બારણું ઉઘડે નહિ. થયું કે કંઇ કરામત હશે. યંત્રના યુગમાં કદાચ વિજળીથી બારણું ઉઘડતું હશે ! બાજુમાં બારસાખ પર એક ચાંપ દબાવી. થોડીવારે સડસડાટ ઉપરથી કંઈક ઉતર્યું. બારણું એની મેળાએ ઉઘડ્યું. અમે જોયું કે એ તો લીફ્ટ હતું. લીફ્ટના સંચાલકે કહ્યું : બહાર નીકળવાનું આ બારણું નથી, બારણું તો સામે છે. એટલામાં દાદરો ઉતરી થીએટર આવ્યાં. રાહશે આવ્યા. ખરા બારણાંની દિશા સુસૂલા આકાશ નીચે આવ્યાં!



ડાબી બાજુથી વજુભાઇ મહેતા, ભાનુભાઇ શુકલ, વિયેતનામ પ્રતિનિધિ વાપ્પુ, તેના સાસુ, એક વિયેતનામ બહેન, પાછળ રામભાઇ અને વાપ્પુના સસરા, છેટલે વાપ્પુનો પતિ

## સાસુને ત્યાં આવશો ?

## [ ૬ ]

ડોક એ હેલસીંકીની મોટી હોટેલ ગણાતી છેહ્લો હવમોમા અમે ત્યા ભોજન લેતા શાકાહારી માટે અલગ વ્યવસ્થા હતી હોટેલની પીરસનાર પરિચારિકાઓ સાથે ઠીક ઠીક પરિચય થઇ ગયેલો. દોડીને પીરસવામા, અને આગ્રહ કરી જમાવડવામા તેઓ પોતાનો ધર્મ માનતી. અમે ભૂખ્યા ન રહીએ તેની ભારે કાળજી આ બહેનો રાખતી હતી.

હોક હોટેલના નીચેના ચોકમાં બાળકો અને તેના માબાપોનો મેળો જામતો. અમે નીચે ઉતર્યાં. હાથમાં પેન્સિલ અને નોટબુક લઇ ત્રીસ પાંત્રીસ કિશોરો અને બાળાઓ કોઇ પણ જાતના ઉપચાર સિવાય અમારી સામે દોડી આવ્યાં. મુંગાં મુંગાં સ્નેહાળ નજરે અમારી સામે જોઈ પેન્સિલ અને નોટબુક ઓટોગ્રાફ આપવા અમારાં હાથમાં આપવાં. અમારામાંના એક ભાઇ ચિત્રકાર નહોતા છતાં ઓટોગ્રાફને બદલે સામે ઉભેલા બાળકનો સ્કેચ દોરી તેની નીચે તેનું નામ લખી આપતા. ક્યારેક જાનવરોનાં વિચિત્ર ચિત્રો દોરીને ગમ્મત કરતાં હતા. ઉષાબહેનની આસપાસ મધમાખીઓની જેમ લોકો વીંટાઇને ઉભા રહેતાં. તેમની સાડી ને ભાતીગળ પોલકાંનું આકર્ષણ વિશેષ રહેતું. કપાળમાં કરેલો ચાંદલો એ સદાકાળ પૂછપરછનું ઠેકાણું હતું. એકઠી થયેલી બહેનો તેમના હાથમાં રહેલી બંગડીઓ અને કપાળમાં રહેલાં ચાંદલાનો નિર્દેશ કરી દરેક જગ્યાએ પૂછી લેતાં 'આ કોની નિશાની છે?' અમે કોઇ જગ્યાએ એનો સંતોષકારક ઉત્તર આપી શકયા નથી. સ્ત્રીઓ માટે શુકન છે, એ જ એક જવાબ હતો.

હિંદની બહેનોનો પોષાક સાડી અને પોલકું આ દેશમાં પણ કલાત્મક લાગતું હતું. ઓતેનેમીના વ્યવસ્થાક આ પોષાક પહેરેલી બહેનને એમની કાલીઘેલી હિન્દીમાં '‘સુંદર લડકી' કહેતા. આ પોષાક, લાંબા કાળા વાળ અને ભરેલી સાડી પહેરેલી ભારતીય બહેનોને જોઈને 'કાઉનીસ, કાઉનીસ' (સુંદર, સુંદર) બોલી ઉઠ્યા. તસ્વીરકારો આવી હિન્દી સ્ત્રીઓની થોકબંધ તસ્વીરો પાડતા, અને અખબારો એને પ્રસિદ્ધ કરતા. એ ઘડી એમ લાગતું કે કદાચ ફીનલાંડની આ ધરતી ઉપર પંડિત નેહરૂના દેશના લોકો પ્રથમ જ પગ મૂકતા હશે. પરંતુ એક વાત તો સત્ય હતી જ કે ફીન લોકોનાં એમના તરફનાં ભકિત અને આદર અપૂર્વ હતાં.

એક વાર મીસુહલી સભાખંડની બહાર ઉષાબહેન ઊભાં હતાં. એક બહેને તેમની પાસે આવી વિનંતી કરી કે 'તમે મારે ઘેર આવો.' આવેલું નિમંત્રણ સરળતાથી સ્વીકાર્યું. અમેસૌ વિયેટનામ પ્રતિનિધિઓ સાથે તે બહેનને ઘેર ઉપડયાં.

એ બહેન વાતોમાં ભારે ચપળ હતી. પ્રવાહી અંગ્રેજી છૂટથી બોલી શકતી હતી. બોલવામાં ભારે ચાતુર્ય અને સહૃદયતા પણ હતાં. એ બહેનનું નામ વાપ્પુ હતું.

અમે પૂછ્યું, 'કયાં જવાનું છે?'

એણે કહ્યું, 'મારાં સાસુને ઘેર.'

એનું અને એનાં સાસુનું ઘર કેવી રીતે અલગ હશે તે સમજાયું નહિ. થોડે દૂરથી અમે ટ્રામ પકડી, અને એક વિશાળ રસ્તા ઉપર ઉતરી પડયાં. વાપ્પુ સાથે એક મોટા ડેલામાં સૌએ પ્રવેશ કર્યો અને દાદર ચડી પહેલા માળ ઉપરના એક ફ્લેટમાં પહોંચ્યાં. દિવાનખાનામાં જ એક પ્રૌઢ બહેન કિલ્લોલથી છલકાતી સ્ન્ટીયર મેઇલની ગતિથી અમારી સામે આવીને ઉભી. એની આંખમાં આનંદ સમાતો ન હતો. ભારત દેશના અતિથિઓ તેને ઘેર આવવાનાં છે તે સમાચાર ફોનથી વાપ્પુએ પહેલાં ઘેર આપી દીધા હતા.

બારણાંમાં પ્રવેશતાં જ વાપ્પુએ એ પ્રૌઢાનો પરિચય આપ્યો. 'આ મિસિસ એન્જી મારા સાસુ છે.' એ દરમિયાન તેના સસરા પણ આવી પહોંચ્યા. ઘરના મુખ્ય માણસની અદાથી વાપ્પુએ અમારી સૌની સાથે તેના સસરા મિ૰ ન્યુરસીનો પણ પરિચય કરાવ્યો. અમારો વાર્તાલાપ ચાલતો હતો ત્યાં વાપ્પુ ફરી ગૂમ થઈ, અને એક વૃદ્ધ માજી સાથે પ્રવેશ કર્યો. વાપ્પુએ કહ્યું:

'આ મારા મકાનમાલિક છે. મારી મા મરી ગયાં પછી મને પુત્રીવત્ માનીને એમણે મોટી કરી છે. તેઓ સમાજ સુધારણાનું કામ કરે છે.'

વાપ્પુનું ઘર નાનું હતું પણ સુંદર રીતે શણગારેલું હતું. એક ખૂણામાં ટેલિફોન હતો. દિવાલ પર કલાત્મક છબિઓ લટકતી હતી. ફર્નીચરથી દરેક ખૂણો ભરેલો લાગતો હતો. વાપ્પુએ તેની દિકરીનો ફોટો બતાવ્યો. અમે પૂછ્યું, 'એ કયાં છે?'

તેણે કહ્યુ, 'મારે ઘેર.'

એક બાજુ વાપ્પુના સસરા બેઠા હતા. વાપ્પુની સાસુ સૌને માટે નાસ્તો તૈયાર કરતાં હતાં. આવતા ટેલિફોન વાપ્પુ લેતી હતી, અને જવાબ આપતી હતી. ભારતના અને તેની સ્થિતિના પ્રશ્નોની ચર્ચા કરતી હતી. એટલામાં કારખાનેથી વાપ્પુના પતિ આવી પહોંચ્યા. એક ખૂણામાં ભારતની છોકરીની જેમ મોઢું સંતાડીને મૂંગા મૂંગા બેઠાં રહ્યા. આ દરમિયાન વિશાળ આંખો અને પ્રભાવશાળી કપાળ ધરાવતી ૨૩ વર્ષની વાપ્પુ વાતોના તડાકા મારતી હતી. તેના સસરાને પાંચ બારખટારા છે અને એ ટેક્સી છે, અને તેઓ કેવા આનંદથી રહે છે તેની વાત કરતી હતી. ઘડીમાં તેની સાસુને મેંમાનો પાસે પિયાનો વગાડવાની વિનંતિ કરતી હતી. આ દરમિયાન દવાખાનેથી આવેલા વાપ્પુના પતિ અબોલ જેમ બેઠાં હતાં. અમે વાપ્પુને પૂછ્યું, 'આપના

એક વાર મીસુહલી સભાખંડની બહાર ઉપાબહેન ઊભાં હતાં. એક બહેને તેમની પાસે આવી વિનંતી કરી કે 'તમે મારે ઘેર આવો.' આવેલું નિમંત્રણ સરળતાથી સ્વીકાર્યું. અમેસૌ વિયેટનામ પ્રતિનિધિઓ સાથે તે બહેનને ઘેર ઉપડયાં.

એ બહેન વાતોમાં ભારે ચપળ હતી. પ્રવાહી અંગ્રેજી છૂટથી બોલી શકતી હતી. બોલવામાં ભારે ચાતુર્ય અને સહૃદયતા પણ હતાં. એ બહેનનું નામ વાપ્પુ હતું.

અમે પૂછ્યું, 'ક્યાં જવાનું છે?'

એણે કહ્યું, 'મારાં સાસુને ઘેર.'

એનું અને એનાં સાસુનું ઘર કેવી રીતે અલગ હશે તે સમજાયું નહિ. થોડે દૂરથી અમે ટ્રામ પકડી, અને એક વિશાળ રસ્તા ઉપર ઉતરી પડયાં. વાપ્પુ સાથે એક મોટા ડેલામાં સૌએ પ્રવેશ કર્યો અને દાદર ચઢી પહેલા માળ ઉપરના એક ફ્લેટમાં પહોંચ્યાં. દિવાનખાનામાં જ એક પ્રૌઢ બહેન કિલ્લોલથી છલકાતી ન્હીયર મેહલની ગતિથી અમારી સામે આવીને ઉભી. એની આંખમાં આનંદ સમાતો ન હતો. ભારત દેશના અતિથિઓ તેને ર આવવાનાં છે તે સમાચાર ફોનથી વાપ્પુએ પહેલાં ઘેર આપી ધા હતા.



હેલસીંકીના જે સભાખંડમાં વિશ્વશાન્તિ સંમેલન મળેલ તે ગૃહ

## વિશ્વશાન્તિ સમેલન

### [ ૭ ]

યુરોપની રણભૂમિ ઉપર ખેડાયેલાં બે મહાયુદ્ધોને પરિણામે યુરોપીય પ્રજાને યુદ્ધનું અનિષ્ટ અને શાન્તિનું મૂલ્ય સમજાયાં છે. જગતનાં શાંતિચાહકોને માનવસંહારક યુદ્ધો સદાને માટે બંધ કરવાની ભાવના તો રહ્યા જ કરતી હતી. છેલ્લા મહાયુદ્ધમાં અમેરિકાએ જાપાનના બે શહેરો ઉપર બોંબ ફેંકીને જે ભીષણ સંહાર કર્યો તેનાથી જગત ચોંકી ઉઠ્યું અને ગમે તે ભોગે યુદ્ધ બંધ કરવા જગતના વિચારકો કૃતનિશ્ચય બન્યા.

સને ૧૯૪૯ ના એપ્રિલ માસમાં પેરીસ અને પ્રાગમાં જગતશાન્તિ પરિષદનું પ્રથમ અધિવેશન મળ્યું, અને તેમાં યુરોપના લગભગ તમામ દેશોનાં પ્રતિનિધિઓ એકઠાં મળ્યાં.

ત્યારપછી નિયમિતરીતે વિશ્વશાંતિ સમિતિનું કામ ચાલુ થયું. જગતનાં કરોડો હૃદય શાંતિ સમિતિના કાર્યમાં સહાનુભૂતિ ધરાવતાં થયાં.

હેલસીંકીમાં જગતના લગભગ ૬૮ દેશોનાં બે હજાર પ્રતિનિધિઓ મળ્યાં હતાં. તેમાં દરેક ધર્મનાં, દરેક રાજદ્વારી વિચારનાં પ્રતિનિધિઓ નિષ્પક્ષપણે કેવળ શાંતિ સ્થાપનાનાં સમાન ધ્યેયને દૃષ્ટિ સમક્ષ રાખી એકઠાં મળ્યાં હતાં. હેલસીંકી નગરની મધ્યમાં આવેલ મીસુહલી-હોલ પ્રતિનિધિઓ ને પ્રેક્ષકોથી ચિકાર ભરાઇ જતો. દસ દિવસ સુધી સંમેલન ચાલ્યું. સવાર બપોર અને સાંજે લગભગ ત્રણ ત્રણ કલાક સુધી બેઠકો ચાલતી. દરેક દિવસે જુદા જુદા દેશોનાં પ્રતિનિધિઓ પ્રમુખ તરીકે બિરાજતા. જુદા જુદા વિષયો ઉપર વિચાર વિનિમય કરવા માટે વિષય વિચારીણી સમિતિઓ મળતી. તેમાં નિઃશસ્ત્રીકરણ, અર્થકારણ, સમાજકારણ, કલા, વિજ્ઞાન, એશિયાટિક પ્રશ્નો વગેરે વિષયોની ત્રણ દિવસ સુધી આ બેઠકોમાં ઝીણવટભરી ચર્ચા વિચારણા થઇ. કેટલાક પ્રશ્નોમાં બે દેશોનાં હિત સામસામાં આવવાથી ઉગ્ર ચર્ચાઓ પણ થતી. કોરિયા અને જાપાન, વિયેટનામ અને ફ્રાન્સના પ્રતિનિધિઓ આકરી ચર્ચામાં ઉતરી પડતાં ત્યારે તટસ્થ દેશોનાં પ્રતિનિધિઓ ને પ્રમુખ વચ્ચે પડી, શાંતિના સમાન ધ્યેયને અનુલક્ષીને તેમને શાંત કરતા. ખુલ્લી બેઠકમાં ઠરાવો ઉપર મનનીય, અભ્યાસપૂર્ણ વ્યાખ્યાનો થયાં. લગભગ બધા ઠરાવો સર્વાનુમતે પસાર થયા. પંચશીલનો ઠરાવ પસાર કરતા પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો સૌ આનંદમગ્ન બનીને ઊભા થઇ ગયાં અને તાલીઓના ગડગડાટ સાથે શાંતિપ્રસ્તાવ પસાર કર્યો. એ ઠરાવ દરમ્યાન પંડિત નેહરુનું નામ વારંવાર આવતું અને તેને સૌ આદરપૂર્વક વધાવી લેતાં.

પચશીલના કરાર થયાને ૨૮ મી જૂને એક વર્ષ પૂરૂ થયુ એના માનમા ચીનના પ્રતિનિધિઓએ ભારતના પ્રતિનિધિઓને ખાણા માટે આમંત્રણ આપ્યુ. હેલસીંકીની વિશાળ હોટેલમા ચીનના અને ભારતના પ્રતિનિધિઓ એકત્ર મળ્યા ત્યારે આનંદપૂર્વક ઉમંગથી ઉત્સવ ઉજવાયો. ચીન અને ભારતની એકતાના ગીતો ગવાયા ' હિંદી ચીની ભાઈ ભાઇ ' ' ના નાદથી વાતાવરણ ગૂંજી ઊઠ્યુ

જુદા જુદા દેશોના પ્રતિનિધિઓના આગેવાનો સાથે ભારતીય પ્રતિનિધિઓના આગેવાનોની મીટીંગ-બેઠક ગોઠવાઇ. તેમાં જર્મન, ચાઇનીઝ, જાપાનીઝ અને વિયેટનામના પ્રતિનિધિઓ સાથેનો વાર્તાલાપ યાદગાર બન્યો

પશ્ચિમ જર્મની અને જાપાનને અમેરિકાએ નિઃશસ્ત્ર બનાવ્યા છે બન્ને પ્રજાઓ દેશપ્રેમી, બહાદૂર અને વૈજ્ઞાનિક રીતે સુધારાની ટોચે પહોચેલી છતા આજે પરાધીન દશા ભોગવે છે. તેમની અકળામણ સ્પષ્ટ જોઈ શકાતી હતી. તેમના આગેવાનોએ અમને કહ્યું. ' અગ્રેજ જેવી પ્રજાના હાથમાથી વિનાશસ્ત્રે ભારતને છોડાવનાર મહાત્મા ગાધીજીનો માર્ગ અમને બતાવો. અમે હિટલરનો રસ્તો જોઈ લીધો છે એ માર્ગે વિનાશ છે. ગાધીજીનો માર્ગ માનવ કલ્યાણ માટે એકમાત્ર ઉપાય છે, એમ અમને લાગે છે અમે ઘણા પુસ્તકો વાચ્યા છે. તમે અમારા દેશમા આવીને રહો અને અમને દોરો ' આ શબ્દો કહેતા તેમના ચહેરા ઉપર શ્રદ્ધા અને નિશ્ચય સ્પષ્ટ દેખાતા હતાં.

ધાર્મિક રીતે અહિંસામા માનનારાઓનુ એક નાનકડું મંડળ પ્રતિનિધિઓમા હતુ. તેમણે અમને ખાસ આમંત્રણ આપ્યું અને આજના યુગમા સત્યાગ્રહને યુદ્ધના નૈતિક અવેજ તરીકે

જગત સમક્ષ રજૂ કરનાર મહાત્માજીને સૌએ ભાવપૂર્વક યાદ કર્યાં. જગત શાંતિ સમિતિએ રાજકીય ચોકઠામાંથી બહાર નીકળીને શાંતિને ચાહનારા દરેક માનવીને આ સંમેલનમાં પ્રતિનિધિત્વ આપ્યું અને એ રીતે પોતાનાં ધ્યેય અને કાર્યક્ષેત્રને શાંતિના સાચા માર્ગે વાળ્યું તે બદલ શાંતિ સમિતિના સંયોજકોને અભિનંદન આપતો ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ઈંગ્લાંડની પાર્લામેન્ટના એક સભ્યનાં પત્ની ઈશુના ચુસ્ત અનુયાયી હતા અને ગાંધીજીના સિદ્ધાંતો પ્રત્યે આદર ધરાવતાં હતાં. તેઓ આ મંડળના મુખ્ય સંયોજક હતાં. તેમણે અમને ઈંગ્લાંડ આવવા આમંત્રણ આપ્યું. લંડનથી વીસેક માઈલ દૂર આવેલા ગામડાંમાં પોતાને ઘેર આવવા ભાવપૂર્વક આગ્રહ કર્યો.

ફીનલાંડના શાંતિ સમિતિના એક આગેવાન-સભ્ય સીવેનન એક ભાવિક ક્રીશ્ચિયન બાનુ હતાં. તેમણે કેટલાક જાપાનીઝ ક્રીશ્ચિયનોને તથા અમને પોતાને ઘેર આમંત્રણ આપ્યું. હેલસીંકીના એક સુંદર મહોલ્લામાં તેમનું મકાન હતું. તેમના ઘરમાં અને વાતચીતમાં એક પ્રકારની ભાવુકતા હતી. એ શ્રદ્ધાળુ દંપતી શાંતિને કાજે જ જીવતા હોય એવું અમને લાગ્યું. તેમના ચહેરા ઉપર એક પ્રકારની સાત્વિકતા હતી. ગાંધીજી અને તેના સિદ્ધાંતો વિશે કેટલીક પૂછપરછ કરી. તેઓ માછીમારની વસ્તીમાં સેવાકાર્ય કરતાં ને એક બાલમંદિર પણ ચલાવતાં હતાં.

અતિથિઓની યાદગીરી માટે તેમણે એક રમૂજી રિવાજ રાખેલો. આંખે પાટા બાંધીને દરેકની પાસે એક નોટમાં તેઓ હાથી ચીતરાવતાં. અમે હાથી ચીતર્યો. બીજાઓના હાથીની આકૃતિઓ જોઈ. આની પાછળ માણસના મનની સ્થિરતા અને વ્યક્તિત્વની પિછાન કરવાનો કંઈક હેતુ હશે એવું અમે અનુમાન કર્યું.

વિશ્વશાંતિ સંમેલનમાં અનેક મીઠા અને ચિરંજીવ સબંધો બંધાયા. આજના ઝડપી વાહનોથી જગત ઘણું નાનું થઈ ગયુ છે અને માણસજાત એક કુટુંબવત્ જીવવા તલસી રહી છે એનો સ્વાનુભવ અમને અહીં થયો.

સંમેલનના છેલ્લા દિવસે હેલસીંકીના શહેરીઓની એક જાહેર સભા યોજવામાં આવી હતી. સંમેલનના સ્થાનની બાજુમાં આવેલા એક પાર્કમાં પચાસેક હજારની મેદની એકત્ર થયેલી. અમે સૌ પગે ચાલતા સભાસ્થાને પહોંચ્યાં. સાંજનો સમય હતો. બે હારમાં સ્ત્રી-પુરૂષો ઉભાં હતાં. વચ્ચે ચાલવા જેટલો માર્ગ હતો. અતિથિઓ પસાર થયા ત્યારે સ્ત્રીપુરૂષોએ હાસ્ય અને તાળીઓથી અમને વધાવી લીધા. ઊંચી બેઠકો ઉપર મહેમાનો માટે ખાસ જગ્યા રાખી હતી, ત્યાં અમે બેઠા. શ્રોતાજનો ત્યાંના રિવાજ મુજબ ઉભા હતાં. વચ્ચે ચોગાનમાં વ્યાસપીઠ હતી. સામે નાનાં કિશોર કિશોરીઓ એક સરખા ગણવેશમાં સજ્જ થઇ દરેક દેશના ધ્વજ લઇ ઉભાં હતાં. અમે સૌ બેઠાં, તેવાં જ એ પંખીડાં જેવાં બાળકો પતંગીઆની માફક ઉડતાં અમારી તરફ દોડી આવ્યાં અને સૌના હાથમાં ફૂલના ગજરા આપી સ્વાગત કર્યું. એ દૃશ્ય અદ્‌ભૂત હતું. ત્યારબાદ જુદા જુદા દેશનાં પ્રતિનિધિઓએ વ્યાખ્યાનો આપ્યાં. બાળકોએ રાષ્ટ્રગીત ને લોકગીતોનાં કાર્યક્રમો આપ્યાં. લગભગ બે કલાક સભા ચાલી. ત્યાં સુધી સૌ શાંતિપૂર્વક પોતપોતાના સ્થાને ઉભા રહ્યાં. સભાની વ્યવસ્થા માટે પોલીસ કે સ્વયંસેવકો ન હતા. સભા પૂરી થતાં અમે આવેલાં તે જ માર્ગેથી પસાર થયાં. એટલી જ જગ્યા વચ્ચે ખાલી રાખીને ઉભેલાં સ્ત્રી-પુરૂષોએ પ્રથમની પેઠે જ તાળીઓના તાલબદ્ધ સૂરથી અમને વિદાય આપી.

બીજો પ્રશ્ન પૂછ્યોઃ "નેહરૂ?"

"હા, નેહરૂના જ દેશમાંથી આવીએ છીએ."

અને એ દોડીને અમને ભેટી પડ્યો. હર્ષના આવેશમાં એણે ભાંગી તૂટી ભાષામાં અને અભિનય સાથે એનાં હૃદય ઉપર હાથ મૂકી કહ્યું:

"નેહરૂ અહીંઆ છે." ( નેહરૂ હિયર )

અને એ ગળગળો થઈ ગયો. પછી તો ઘણું બોલ્યો, પણ તેની ફીનીશ ભાષા અમે સમજી શક્યા નહિ. ભારતીય લોકો તરફનો તેનો પ્રેમ માત્ર અનુભવી શકાતો હતો.

હેલસીંકી છોડવાને માત્ર બે દિવસ બાકી હતા.

આજે સાંજે મિસ્ટર હાઉશ અને તેની બ્હેન માડિસા આવવાનાં હતાં. ઓબર્ગ, તેમનાં પત્ની અને મિસ મેરી પણ આવવાનાં હતાં. સારાયે ફીન્લેન્ડમાં આજે સંત જ્હોન ઉત્સવ હતો. અમારે પણ એ પ્રસંગ માણવો હતો. ફીન્લેન્ડવાસીઓનો સંપૂર્ણ પરિચય હજુ મળ્યો નહોતો.

મિ. હાઉશ આવ્યા. ભારે ખીજવાયેલા હતા. અમારી હૉસ્ટેલના નિવાસનાં પગથીયાં ચડતા હતા. અમે કહ્યું: 'ચાલો નીકળશું આપણે?'

હાઉશ : "બહુ ખરાબ!"

અમે : પૂછ્યું : "શું બન્યું, કેમ અકળાયા છો?"

હાઉશઃ "દારૂ પીને આ જુવાનો રીતભાત ભૂલી જાય છે."

પાછળથી ખબર પડી કે દારૂ પીધેલા કેટલાક જુવાનોએ મજાકમાં વયોવૃદ્ધ હાઉશનો ટોપો ઉડાડ્યો હતો.

સરોવરના કાંઠે અમે પહોંચ્યા. અમારા નિવાસની નજીક જ ઉત્સવ હતો. ત્યાં પ્રવેશવાની ટિકિટ હતી પણ અમારે લેવાની જરૂર પડી નહિ. સાગરકાંઠા પાસે મોટો નૃત્યખંડ હતો, તેમા સંગીત ચાલતું હતું. ચિત્રવિચિત્ર અને રંગીલા અવાજો બહાર મૂકેલું લાઉડ સ્પીકર રેલાવતું હતું. હજારો યુવક-યુવતીઓ જોડીમાં એકમેકને વિંટળાઇને ઉભાં ઉભાં સરોવર કાંઠે ઉડતા વિજળી બલૂનો અને ફૂટતું દારૂખાનું જોતાં હતાં. મોટો ભાગ દારૂમા મસ્ત હતો. નૃત્યખંડમાં સેંકડો જોડી, વાગતાં વાજિંત્ર અને ગીતના તાલ સાથે ડગ ભરી નૃત્ય કરતી હતી. આટલા બધા દારૂ પીવેલાં વચ્ચે અમે જ ડાહ્યા લાગ્યા. તેમના લોકોની આ દશા જોઈ ઓબર્ગ મુઝાતા હતા; તેમને ભય રહેતો હતો કે દારૂથી ઘેના ચયેના આ લોકો અમારૂં પણ કદાચ નામ લેશે.

જર્મનીથી આવેલાં પ્રતિનિધિઓને આ સમારંભમાં પગ મૂકવાની પણ મનાઇ હતી. છેલ્લી લડાઈ પછી ફીન્લેન્ડવાસીને જર્મનો સામે બેહદ ઝનૂન વધ્યુ છે આ દેશ પર તેમણે ગુજારેલા જુલ્મો તેઓ ભૂ'યા નહોતા. અમે તો ભય વિના ફરતા હતા, પણ ઓબર્ગ દંપનીએ અમને વધુ ફરવા ન દીવા.

અમને ફીન્લેન્ડવાસીઓનાં નિર્મલ હૃદયનો પારાવાર અનુભવ હતો. પણ શ્રી હાઉશ હંમેશા તેમના વાંધવો તરફ બળાપો કાઢતા હતા. તેઓ ભોળા છે, પણ ઝનુની છે. જૂનવાણી છે, પણ દારૂ ખૂબ પીવે છે.

શાંતિ પરિષદ્ પૂરી થઈ હતી. હાઉશની સાથે અમે બંદર ઉપર ફરવા ગયા. રશિયા તરફ બે ચાર દિવસમાં નીકળવાનું હતું, એટલે રશિયન ભાષાનો પ્રાથમિક પરિચય મેળવતા હતા. પાછા ફરતાં જરા મોડું થયું, રાતના સાડા અગિયાર થયા હશે.

સૂરજ તો ત્યાં આથમતો નથી એટલે રાતની નિશાની તરીકે અજવાળું ઓછું થયું. માણસોની હરફર પાંખી થતી ગઇ, પણ લથડતા પગે સ્ત્રી અને પુરૂષોને પસાર થતાં અમે જોયાં. ભોજન લઇને ખૂબ દારૂ પીઇને આ લોકો ઘર તરફ જઈ રહ્યાં હતાં. બંદરના રસ્તાથી એક માણુસ અમારી પાછળ પડ્યો હતો. તેની ભાષામાં બોલ્યા કરતો હતો. અમારી સાથે બે ત્રણ પ્રતિનિધિ બહેનો હતી. તેની પાસે આવીને વાતચીત કરવા પ્રયાસ કરતો હતો. હાઉશ એને પાછો વાળવા પ્રયાસ કરે, પણ તેનું પરિણામ આવતું નહોતું.

અર્ધો રસ્તો અમે કાપ્યો હશે તો પણ એ માણુસ ફાવે તેમ બોલતો હતો ને અમારી પાછળ આવતો હતો. અમે થોભી ગયાં. અમારી પાછળ આવતા બીજા એક સજ્જને રોકાયા. જો આ દારૂડીઓ અમને હેરાન કરવા આગળ આવે તો દરમ્યાનગીરી કરવા તેઓ પણ ઉભા રહ્યા હતા. અંતે એ આવરણ દૂર થયું.

ઓતાનેમી હોસ્ટેલ છોડી અમે હોટેલમાં આવી ગયાં હતાં. અમારૂં કામ પતાવી અમે બહાર લટારે નીકળ્યાં. એક પછી એક સ્ટોર જોતાં જઇએ, તેમાં પડેલી વસ્તુઓ રસથી જોઈ લઇએ. કાચ સોંસરી તેની કિંમત વાંચીએ અને તે જ વસ્તુ ભારતમાં શા ભાવથી મળે છે તેની સરખામણી કરતાં જઇએ.

ફૂટપાથ પર અમે ગજ ગતિએ પસાર થતાં હતાં અને એક પ્રૌઢ ફીન્લેન્ડવાસી અમારો રસ્તો રોકીને ઉભો રહ્યો. તે અમને કંઇ આપી રહ્યો હતો. અમે જોયું કે ૧૦૦૦ માર્કસની નોટો તેના હાથમાં હતી.

અમે કહ્યું: "અમારે પૈસાની જરૂર નથી."

છતાં એ આગ્રહ રાખીને ઉભો. એની ભાષા અમે સમજતાં નહોતાં. એક કાગળ અમને આપ્યો તેમાં અંગ્રેજીમા લખાણુ હતું કે "હિન્દનાં બાળકો માટે." આભારની લાગણી સાથે અમે હસી પડયાં. "કો....તોસ" કહીને તેનો આભાર માન્યો. તેનું સીરનામું લીધું.

એ પૈસા વિકાસ વિદ્યાલયના અનાથ બાળકોને હેલસીંકીથી જ મોકલી આપ્યા. પણુ ભારત તરફનો ફીન લોકોનો સ્નેહ તેમનાં ઘરોમાં અને તેમની બજારોમાં અખૂટ વહેતો હતો.

—નો દિવસ હતો. બજારમાં રખડી રખડીને અમે થાકી ગયાં હતાં. અમારો સામાન હેલસીંકીના ભવ્ય સ્ટેશન બહાર ખડકાયો હતો. મળેલી ભેટોથી સામાન વધતો જતો હતો. હેલસીંકીને આજ અમારે સલામ કરવાની હતી. સ્ટેશને હાઉશ આવી શકયા નહોતા. મિસ ફાગરર્ટેન તેમનો સંદેશો લઈને આવી હતી. ઓબર્ગ દપતી હજુ દેખાતા નહોતા. મુંબઈના ફીલ્મ નિર્માતા અને લેખક શ્રી. અત્રે તેમના ફીન મિત્રો સાથે સ્ટેશન ઉપર આંટા મારતા હતા. અમે પ્લેટફોર્મ પર બેસી વતનમાં પત્રો લખી રહ્યાં હતાં, ત્યાં ખબર આવ્યા કે લેનિનગ્રેડ જવાની સ્પેશ્યલ પ્રતિનિધિઓ માટે ૨૦૦ વાર દૂર ઉભી છે. અમે અમારો સામાન ઉપાડયો, પણુ હાથથી લઇ શકીએ કેટલો? અચાનક અજાણ્યા સન્મિત્રોના હાથ આવ્યા. તેમણે સામાન અમારા હાથમાંથી આંચકી લીધો ? અને સાથે ચાલીને પ્લેટફોર્મ બહાર ઉભેલી એ ઉંચી સોવિએત ગાડીના ડબ્બામાં અમારો સામાન ગોઠવી દીધો, અને અમે તેમનો આભાર માનીએ કે આવજો કહીએ તે પહેલા તો તેઓ ચાલતા થયા.

ટ્રેઈન ઉપડવાને જરા વાર હતી અને શ્રી ઓબર્ગ અને તેમનાં પત્ની આવ્યાં, ભાંગી તૂટી ભાષામાં ઓબર્ગે ભારત

આવવાનો તેમનો ઈરાદો બનાવ્યો. ગાંધીભક્ત મિસીસ ઓબર્ગે આંખમાં પાણી સાથે વિદાય માગી. મિસ ફાગર્સ્ટનની સાથે હાઉશને સંદેશો મોકલ્યો. સહુનાં હૃદય ભાવના અંતરાય સાથે બોલતાં હતાં. "અમને ખબર નથી ક્યારે મળીશું? પણ એક દિવસ જરૂર મળશું—" નિકેમીન—નિકેમીનના અવાજોથી પ્લેટ-ફોર્મ તરબોળ થયું હતું. પંદર દિવસના પરિચયે કાયમી સ્વજનો બનેલાં એ મિત્રો અમારી વિદાય સજળ નયને જોઈ રહ્યાં.



ફીન્લેન્ડ દેશ ૧,૩૦,૦૦૦ ચોરસ માઇલમાં ફેલાયેલો છે. જેમાં ૬૦ હજાર સરોવરો છે; ૪૨ લાખની વસ્તી છે. દર ૧૦૦ સ્ત્રીએ ૯૨ પુરુષની સરેરાશ છે. ૬૦ ટકા લોકો ગામડામાં વસે છે.



૧૭ વર્ષની વયથી મોટી ૧૪,૪૭.૬૫૦ સ્ત્રીઓમાંથી ૪,૧૫,૨૨૦ કુમારી, ૭,૯૬,૮૦૭ પરણેલી, ૨,૦૯,૨૦૭ વિધવા અને ૨૬,૪૧૬ ત્યકતા છે.



ફીન ગુસ્સે થાય છે ત્યારે છરી હલાવે છે. સ્વીસ ગુસ્સે થાય ત્યારે જીભ હલાવે છે.



લેનિનના બાવલા નીચે હજારો સ્ત્રી પુરૂષોએ અમારૂં સ્વાગત કર્યું

## લેનિનગ્રેડ – પહેલો દિવસ

[ ૯ ]

બપોરના ત્રણ વાગ્યા હતા. જુલાઇ માસનું ખુશનુમા હવામાન લેનિનગ્રેડના સ્ટેશન ઉપર પથરાયેલું હતું. ટ્રેઇન ઉભી રહે તે પહેલાં જ તાળીઓના અવાજથી આકાશ ભરાઇ ગયું હતું. સ્ટેશન ઉપર રંગબેરંગી ફૂલોના ગજરા લઇ દશ હજાર જેટલાં લેનિનગ્રેડવાસી અમારા સ્વાગત માટે ખડા હતા.

મનમાં ગીતની એક કડી ઘૂમવા લાગી.

ભારતે ભાળ્યું આંગણું તારૂં,
બોમ્બમારાથી બન્યું'તું આળું;

જખમ તારા રૂઝવા લાગ્યા,
દોસ્તી કેરી ભેટ–લેનિનગ્રેડ, લેનિનગ્રેડ, લેનિનગ્રેડ.*

સામાન ટ્રેનમાં રહેવા દીધો. ડાબા હાથે ઓવરકોટ અને જમણા હાથમાં હેન્ડ બેગ લઈને ઉતર્યાં. સામે દશ હજાર ઉત્સુક નરનારી અને બાળકો રંગબેરંગી ફૂલગુચ્છ લઇ અમને ભેટ આપવા દોડયાં. આ દોસ્તીની ભેટ સ્વીકારનારાં અમે માત્ર ૮૦ હતાં. જેટલા હાથમાં સમાય તેટલા લીધા. આગળ ધપતા ગયા, અને ગજરા બથમાં ભરાય તેટલા ભરતા ગયા. અનાદર કરવો આકરો લાગ્યો. એટલામાં કોઇ ઓવરકોટ ખેંચી ગયું. વધુ ફૂલગુચ્છ સ્વીકારવા હાથ નવરા પડ્યા, પણ મસ્તક વિચારોથી ઘેરાવા લાગ્યું. ઓવરકોટ અને બેગ કોણ લઈ ગયું? આ દશ હજારની મેદનીમાં કોને કયાં ગોતીશું? આ તો અમને રાહત આપી કે આફત ઉભી કરી?

પ્લેટફોર્મ ઉતરી સ્ટેશન બહાર નીકળ્યાં. લેનિનગ્રેડના મેયર અમને દોરીને લઈ જતા હતા ને ગીરદીમાં માર્ગ કરી આપતા હતા. અમે ધીરે ધીરે ચાલતાં હતા. એટલામાં પાછળથી અવાજ આવ્યો: 'આપ મરાઠી જાનતે હૈ?'

પાછળ ફરીને જોયું, તો એક અઢાર-ઓગણીસ વર્ષની રશિયન બાળા પૂછી રહી હતી! કોઈ સ્વપ્નભૂમિ ઉપર તો નથી ને? મનમાં વિચાર આવ્યો. સોવિયેત ભૂમિ ઉપર હિન્દીમાં બોલતી એક બહેન મરાઠીભાષી હિન્દીની તપાસ કરે છે.

* લેનિનગ્રેડની ધરતી અને ભલાભોળા માનવીનાં દર્શને ભાનુભાઇના અંતરમાં આ શબ્દો ગુંજ્યા અને પછી રશિયન મિત્રોએ તેની કવિતા માણી.

અમે કહ્યું : 'હા. અમારી સાથે ઘણાં ભાઇઓ મરાઠી જાણે છે, આપને શું કામ હતું ?'

'હું મરાઠીનો અભ્યાસ કરૂં છું.'

'આપ હિન્દી પણ જાણો છો ?'

'હા, યુનીવર્સીટીમાં હિન્દીનો અભ્યાસ કર્યો છે.'

'કઈ યુનીવર્સીટીમાં? શું આપ ભારતમાં આવ્યા છો ?'

'ના જી, લેનિનગ્રેડ યુનીવર્સીટીમાં ભારતીય ભાષા શીખવાય છે.'

'આપનું નામ?'

'તાન્યા'

અમારો વાર્તાલાપ આગળ ચાલે તે પહેલાં ધસારામાં અમે છૂટા પડી ગયા. લેનિનના ભવ્ય સ્ટેચ્યુ પાસે અમે આવીને ઉભા હતા. હાથમાં રહેલા ફૂલોની લેનિનના પૂતળા સમક્ષ અમે ભેટ ધરી.

સામે લેનિનગ્રેડવાસીઓ ઉભી સભામાં ગોઠવાઈ ગયા. સ્ત્રીઓ તેમનાં બાળકોને તેડીને આવી હતી. વિદ્યાર્થી ભાઇ-બહેનો ઉમ ગયા અમારા તરફ જોઈ રહ્યાં હતાં. સહુનાં વસ્ત્રો સાદાં હતાં. પુરૂષોનાં વસ્ત્રો વધુ જાડાં અને ભૂખરાં હતાં. ફીન્લેન્ડ અને બીજા યુરોપિયન દેશોની ફેશન અને ટાપટીપ અહીં જણાતી નહોતી. એક જ ઢાળાનાં નરનારી લાગતાં હતાં. માત્ર તેમનાં બાળકોને વિવિધ વસ્ત્રોથી સજાવ્યાં હતાં.

સભામાં પ્રવચન શરૂ થાય તે પહેલા બેગ અને ઓવરકોટ કોઇ આપી ગયું. તેનો ભાર હાથમાં લઇ પ્રતિનિધિ મંડળથી

વિખૂરા પડી લોકો વચ્ચે ઘૂમવા લાગ્યા. પ્રવચનો શરૂ થયાં. લેનિનગ્રેડના મેયરે સ્વાગત પ્રવચન કર્યું. 'ડગી મુજ્યા,' બાજુમાં ઉભેલા દુભાષિયાએ હિંદી કર્યું 'પ્યારે દોસ્તો' અમારી બાજુમાં ઉભેલા હિંદીમિત્રોમાં ગણગણાટ શરૂ થયો. અહીં સ્વાગતપ્રવચનનો વળતો જવાબ અંગ્રેજીમાં આપવો અનુચિત ગણાશે. વક્તાએ-ભારતની શાંતિપ્રિયતાને બિરદાવી. ભારત તરફથી બેંગાલના યુગાન્તરના તંત્રી વિવેકાનંદ મુકર્જીએ બેંગાલીમાં પ્રવચન આપ્યું. તેનું રશિયન અનુવાદકે રૂસી ભાષામાં ભાષાંતર કર્યું. ભાષાંતરનો ગહરો પ્રવાહ ચાલતો હતો ત્યારે રશિયન લોકોની વચ્ચે ફરતા અમારામાંના એક જણનો ઓવરકોટ નીચે પડી ગયો. એ ભાઇ ઓવરકોટ લેવા નીચા નમે તે પહેલાં એક રશિયન યુવકે ઝડપથી કોટ ઉપાડીને તેમના હાથમાં આપ્યો. આ દરમિયાન સભા પૂરી થઈ હતી. ગિર્દી વચ્ચેથી ખેંચી જવા માટે એક ભાઇ અમારી પાસે આવી પહોંચ્યા અને જ્યાં બસ ઊભી હતી ત્યાં સુધી દોરી ગયા.

હેલસીંકીથી લેનિનગ્રેડ સુધી ટ્રેઈનમાં સફર કરતા અમારા મસ્તકમાં સોવિયેટ ભૂમિ અંગે હજારો વિચારો આવ્યા હતા. હેલસીંકીના પ્લેટફોર્મ ઉપર જ્યારે સમાજવાદી રાજ્યની સોવિયેટ ટ્રેઇન ઉભી હતી ત્યારે એ ટ્રેઈનના ડબ્બા અંદરથી કેવા હશે? પહેલો અને બીજો વર્ગ હશે કે નહિ? લોકોને ભાડું આપવું પડતું હશે કે મફત મુસાફરી કરતા હશે?

ટ્રેઇનમાં અમને ચારને એક કેબિન આપવામાં આવી હતી. એ કેબિનમાં સામસામાં બે પાટિયાં હતાં. બારી પાસે ટેબલ ઉપર ટેબલ લેમ્પ હતો. કેબિન બંધ કરવા માટે સરકતું બારણું હતું. કેબિન બહાર સળંગ લોબી હતી. જે લોબીમાં આવી બાર જેટલી કેબિનો આવેલી હતી. લોબીમાં મૂકવામાં આવેલ લાઉડ-સ્પીકર દ્વારા સંગીત રેલાવવામાં આવતું હતું. રશિયાની ભૂમિ

તરફ લઈ જતી આ ટ્રેઈનમા પ્રથમ જ અમને 'આવારા' રેકર્ડ સભળાવવામા આવી ટ્રેઈનના દરેક ડબ્બાના પ્રવેશદ્વાર એક બીજા સાથે જોડાયેલાં હતા. દરેક ડબ્બા ઉપર એક એક બહેન મદદનીશ તરીકે મૂકવામા આવ્યાં હતા.

ફિનલેંડની ભૂમિ અદૃશ્ય થવા લ ગી રૂપકડા મકાનો ઓછા થયાં, અને ખેતરો વચ્ચે ઊભેલા ભૂખરા મકાનોની હાર માળાં શરૂ થઈ. વચ્ચે બન્ને દેશની સરહદ બદલાતા વાઈનીકીલા સ્ટેશને પાસપોર્ટની તપાસણી માટે અમારી ટ્રેઈનને પાચ કલાક રોકવામાં આવી હતી. સોવિયેટનુ પહેલુ સ્ટેશન ગોઝિક પસાર થયુ. ટ્રેઈન લેનિનગ્રેડ તરફ દોડયે જતી હતી. સોવિયેટની ભૂમિ અમે જોઈ રહ્યા હતા. ઓમ્બમાસથી પડેલા મકાનો ઉભા થઈ રહ્યા હતા.

વીબર્ગ સ્ટેશને ટ્રેઈન ઊભી રહી નાસ્તાને માટે અમે નીચે ઉતર્યાં. લોકો ફૂલો સાથે અમાર સ્વાગત કરવા માટે આવ્યા હતા પ્લેટફોર્મ બહાર સ્ટેશનના પ્રવેશખડમા લેનિનની ભવ્ય શિલ્પમૂર્તિ હતી. તેની બાજુમાં રેસ્ટોરા હતુ સરહદના ગામ ઉપગ્ના લોકો અમારા તરફ સહેજ કુતૂહલથી જોઇ રહેતા હતા. હેલસીન્કી સાંજના સાત વાગ્યે અમે છોડયુ હતું. જ્યારે લેનિનગ્રેડ પહોચ્યા ત્યારે અઘોરના ત્રણ થયા હતા.

લેનિનગ્રેડની આસ્ટોરિયા હોટેલમા પહોન્યા ત્યારે રાજ પડી ગઈ હતી. એક સાથે દસ મોટરો લાઈનબંધ દોડી શકે તેના વિશાળ રસ્તાઓ હતા. રસ્તા ઉપર ચાલનાર માણસોની મખ્યા ઘણી ઓછી દેખાતી હતી.

૯૦૦ દિવસ સુધી આ લેનિનગ્રેડ દુશ્મનોથી ઘેરાયેલું હતું. ૧૯૪૧ના સપ્ટેમ્બર મહિનાથી ૧૯૪૪ના જાન્યુઆરી માસ સુધી

લેનિનગ્રેડના બે વિભાગ પડી ગયા હતા. ૪૦૦ વખત આ શહેર પર હુમલા થયા હતા, પરંતુ ટકી રહ્યું. શેરીએ શેરીએ લડાઈ ચાલી, પરંતુ લોકોનું નૈતિક બળ ભાંગ્યું નહિ.

ઇ. સ. ૧૭૦૩માં આ શહેરની સ્થાપના થઈ. ઇ. સ. ૧૮૧૨માં નેપોલિયન બોનાપાર્ટ આવ્યો અને તેને પાછો કાઢ્યો. તેની સ્મૃતિમાં વિજય અશ્વોની શિલ્પકૃતિ અહીં રાખવામાં આવી છે.

લેનિને ક્રાંતિની જ્વાળા અહીંથી પ્રગટાવી. ૧૯૧૭માં એપ્રિલની ૧૭ તારીખે લેનિન ફીનલેન્ડથી અહીં આવ્યો. તેને એક ગાડી આપવામાં આવી હતી, તેના ઉપર એ બેઠો, પણ લોકો એને જોઈ શકયા નહિ. આખરે લશ્કરી ગાડી ઉપર પોતે ઉભો રહ્યો ને લોકોને દર્શન આપ્યાં. ગાડી ઉપર ઉભા રહીને તેણે ઘોષણા કરી:—

Long live revolution

"ક્રાંતિ અમર રહો!"

જૂનાં સ્મરણો અને એ લેનિનગ્રેડની વાતો કરતાં અમે અમારા નિવાસની હોટલ આસ્ટોરિયા બહાર ફરી રહ્યા છીએ લેનિનગ્રેડની કોલેજમાં અભ્યાસ કરતી બહેન નતાશા અને બહેન ઇરિના અમારી સાથે છે. ૨૮ વર્ષની વયની નતાશા શહેરના પથ્થરે પથ્થરનો ઇતિહાસ હિન્દીમાં કહેતી જાય છે. ઇરિના વચ્ચે વચ્ચે સૂર પૂરાવતી જાય છે.

જે લશ્કરી ગાડી ઉપર લેનિને પ્રથમ ઉભા રહી 'ક્રાંતિ અમર રહો'ની ઘેષણા કરી તે ગાડી અહીં નજરે જોઈ. પાસે એક રશિયન કિશોરને ઉભો રાખી તેની છબિ લીધી. લેનિનગ્રેડની સડક ઉપર પગે ચાલીને રખડતા રખડતા બંદર ઉપર પહોંચ્યા ત્યાં કાયમી લંગર રાખીને એક સ્ટીમર બાંધી રાખી

હતી. લેનિને આ સ્ટીમર ઉપરથી ક્રાંતિની પહેલી વીસલ વગાડી હતી અને આક્રમણનો પહેલો તોપમારો ચલાવ્યો હતો.

નીવા નદીને કાંઠે અમે રખડીએ છીએ આખુ શહેર નીવા નદી ઉપર વસેલુ છે. ૧૦૧ બેટ છે નદી ચારે બાજુ ફરી વળે છે. અવરજવરનો માર્ગ પુલ બાંધીને કર્યો છે. ૪૦ લાખની વસ્તી ધરાવતા આ શહેરનો ઘેરાવો ૫૦ માઇલ છે. ૧૦ વર્ષ પહેલા આ સારૂયે શહેર બોમ્બમારાથી તારાજ થઇ ગયું હતુ. આજે આળસ મરડીને ઉભુ થયેલું દેખાય છે આમ છતા ઝખ્મી મકાનો અને લડાઇની ગ્લાની નજરે તરે છે. હસતાં ઇંગ્લેન્ડને છોડીને કોઈ શોકમગ્ન દેશમા આવીને ઊભા હોઈએ તેવુ લાગે છે.

નીવા નદીને કાંઠે રખડીએ છીએ. લોકો સામા મળે છે અને પસાર થાય છે. અમારા સામું તાકીને જોઈ રહે છે. આંખો કંઈક કહેતી હોય તેમ લાગે છે પણ હસી શકતા નથી આકાશમા આજે સૂરજ મહારાજના દર્શન થતા નથી. થોડે દૂર એક ઊંચા પથ્થર પર વિરાટકાય અશ્વનુ શિલ્પ માત્ર એક જ પગ ઉપર ઊભુ રાખેલુ છે. બાજુમા સીટી સોવિયેટનુ મકાન છે તેનાથી થોડે દૂર ઝારનો મહેલ આવેલો છે. સાજના સાડા છ થયા. નતાશા અને ઇરિના અમારી સાથે જ છે પહેલી જ વાર મોટી સખ્યામા લોકોના ટોળાને રસ્તા ઉપરથી પસાર થતું અમે જોઇએ છીએ સાજના છ વાગે અહીંયાના બધા જ કારખાના અને દુકાનો બંધ થઇ જાય છે અને લોકો પોતાના ઘર તરફ વળતાં હોય છે.

સાજના સાત થયા હશે, અમને કહેવામા આવ્યુ કે તૈયાર થઇ જાઓ. નાટક જોવા જવાનુ છે. કોઇએ કહ્યુ બેલે છે. રશિયન રંગભૂમિને જોવાનો પહેલા જ દિવસે આ પહેલો અવસર

હતો. જ્યાં અંકુશ છે ત્યાં કલાની ખીલવણી નથી તેવો એક સામાન્ય સૂર હતો.

મહેમાનોને ગેલેરીમાં રાખવામાં આવેલી કલા કારીગરીવાળી બોક્ષમાં બેસવા આપવામાં આવી. આ બોક્ષમાં ઝાર અને ઝરીના બેસીને નાટકો જોતાં હતાં. થિયેટરને નિરોવ નામ આપવામાં આવ્યું હતું, રોશનીથી ઝાક ઝમાળ હતું. થિયેટરના ચારે ખૂણે ફ્લેશ લાઇટ ઝળહળતી હતી. અંદર પણ ભાતભાતની વિજળી લાઇટની ગોઠવણી હતી. અમારી બાજુમાં બેસેલી સમજણ આપવા માટે નતાશા અને ઇરિના બેઠાં હતાં. શરૂ થતાં પહેલાં તેની પ્રાથમિક સમજણ આપી દેવામાં આવી હતી. નાટિકા શરૂ થઇ.

ગીત–નૃત્ય નાટિકા હતી. નાયક સ્ટેજ ઉપર આવે છે. તેને આલ્હાદક કંઠ હોય છે. સારી દુનિયા તેના ગીત ઉપર મુગ્ધ છે. દરબારમાં ગાયક આવે છે. સારી કચેરી તેના ગીતથી મુગ્ધ છે. નાયક પ્રવાસે જાય છે. તેની વહાલસોઇ પત્નીથી વિખૂટો પડે છે. સાગરમાં સમુદ્રની રાણીનું ગીત સાંભળે છે. બન્ને પ્રેમમાં પડે છે. પણ અચાનક સમુદ્રની રાણી અદૃશ્ય થાય છે. અહીં નાયક ઝૂરે છે, ઘેર પત્ની વિરહમાં ઝૂરે છે. નાયક પોતાના ઘેર આવે છે. તેની પત્ની ઉમળકાથી મળવા જાય છે, પણ નાયક દાદ આપતો નથી. વર્ષોથી રાહ જોતી વિરહીણી પત્ની પરપ્રેમી પતિરૂપી પથ્થર સાથે અથડાય છે. પત્ની તરફ નાયક અભાવ દર્શાવે છે. છેવટે નાયક ઘર છોડી વહાણવટે નીકળે છે, મધદરિયે નાવ ડોલવા લાગે છે. વહાણનો ભાર હળવો કરવા બધી કિંમતી વસ્તુ નાખી દે છે ઝવેરાતની પેટીઓ નાખી દેવા છતાં વહાણ ડૂબવા લાગે છે. નાયક પોતે સમુદ્રમાં કુદી પડે છે. મગર માછલાં ને બીજા અંતરાયોને વટાવતો નાયક સમુદ્રને તળીએ પહોંચે છે, જ્યાં સમુદ્રની રાણી

તેને મળે છે. ગીત વાર્તા શરૂ થાય છે. પ્રેમનું પ્રગાઢ વાતાવરણ જામે છે. પરંતુ નાયક પૃથ્વી લોકનો માનવી અને નાયિકા પાતાળ લોકની દેવી. નાયક સમુદ્રમા ન રહી શકે અને નાયિકા પૃથ્વી પર ન રહી શકે. નાયકને તેની વિરહી પત્ની પાસે પાછો મોકલે છે. સમુદ્રની રાણી નાયક પાછળ ઝૂરતી આંસુ સારે છે અને છેવટે સમુદ્રની રાણી પૃથ્વી ઉપર આવે છે ને નદી બનીને આંખનાં આંસુ વહાવી કૃતાર્થ થાય છે.

એમ પ્રારંભથી અંત સુધી ગીત અને અભિનયમા ગરકાવ હોય છે. ગીતની રશિયન તરજો, આનંદ, કરુણા, ભયાનકતાના સૂર અને શબ્દો પણ કવિ ખૂબ અનુકૂળ ગોઠવે છે. એટલું જ નહિ પરંતુ આનંદ, શોક, ભય, વિરહ અને બીજા માનવ સહજ ભાવ દુનિયાનાં ચલચિત્રો અને ભારતની રંગભૂમિ ઉપર જોયા હોય તેનાથી જરા પણ પાછા પડતા નહોતા, પરંતુ ચડિયાતા હતા.

બીજી વાત રંગભૂમિની સજાવટની: પ્રારંભનો દરબાર ભરાયો હતો. એક પછી એક એમ આઠ પાત્રો એક જ વખતે આવીને તેમનો અભિનય આપતા હતા. પરંતુ તેની ગતિ, તેના એક સૂત્રતા અને તેના લયમાં ક્યાંય ફરક આવતો નહોતો.

આકાશના તારા, વિજળી અને વરસાદની ગર્જના, ભયાનક સાગર, સાગરના ઉછળતા મોજાં, ડૂબતું નાવ, સમુદ્રમાં ડૂબતો નાયક, દરિયાના પાણી નીચેનો પ્રવાહ એ બધું રંગભૂમિ ઉપર બનાવવું કેટલું વિકટ છે. અને છતાં આ બધું કોઇ થિએટરમાં જોઇએ છીએ તેવો ખ્યાલ પણ ન આવે પણ સાચો સાચ જોતા હોઇએ તેવો ખ્યાલ આવતો હતો.

રશિયન રંગભૂમિ પર કેવી વસ્તુની પસંદગી થતી હશે તેવા વિચારને હવે અવકાશ રહ્યો નહોતો. ઝારશાહી વખતનો દરબાર,

તેનો ઠાઠ, તેવો રજવાડી પોશાક, પરી કથા જેવી સમુદ્રરાણીની વાત, કવિના સમી સમુદ્રરાણીની સ્વાર્પણ કથા – કે પૃથ્વી પર નદીનો અવતાર ધારણ કરી આંસુના પ્રવાહરૂપે વહી આજ પણ તેની પ્રેમ કથા કહી રહી છે.

થિયેટર બહાર લોબીમાં આવ્યા તો સિને કેમેરામાં અમારી તસ્વીરો ઝડપાવી શરૂ થઇ. નતાશાને અમે કહ્યું કે:–

"જલ પીના હૈ!"
"કયા, આપ કો કયા ચાહીએ?"
"પાની પીના હૈ!" ઉથલાવીને કહ્યું.

"વોદા" ફરીથી કહ્યું. અહીં પાણીને વોદા કહે છે. છતાં અમને ધાસ્તી રહેતી હતી કે વોડકા સમજી ન બેસે. વોડકા દારૂનો રંગ સફેદ પાણીના જેવો જ હોય છે.

અમે થિયેટરના રેસ્ટોરા પાસે જઇને ઉભા. પાણીને બદલે સોડા આપવામાં આવી. અમે કહ્યું. "પાણી આપો!"

એણે જવાબ આપ્યો: "હજુ તમને જીવતા રાખવા છે. કાચું પાણી પીવાય નહિ."

અહીં આ કોઇ પાણી-તો પીવે જ નહિ.

લેનિનગ્રેડને કૌતુક થયું હતું. થિયેટર બહાર લોકોની ઠઠ જામી હતી. ભારતના લોકો એલે જોવા આવ્યા છે. થિયેટર બહાર નીકળતા લોકો પણ વિખરાતાં નહોતાં. સ્ત્રી-પુરૂષો ગીરદીમાં ધક્કામુક્કી કરતાં અમને જોવા ઉભાં હતાં. ફૂટપાથ ઓળંગતા અમને ભારે મુશ્કેલી પડી. કેટલાક લોકો ઘસારો રોકવા આડા ઉભા રહ્યા. માંડ માંડ બસ સુધી પહોંચ્યા, નિવાસસ્થાને અસ્ટોરિયા હોટલ પર પહોંચ્યા ત્યારે રાતના સાડા બાર વાગ્યા હતા.



સોવિયેત શાળામાં નમસ્કારની ક્રિયા
અને હિન્દી ભાષા શીખવે છે.

## મેઘદૂત બોલવા લાગી

## [ ૧૦ ]

બીજે દિવસે સવારમાં લેનિનગ્રેડની અસ્ટોરિયા હોટલમાં ભોંયતળિયાના ખંડમાં મેળો ભરાયો. બંગાળના સંસ્કારી દંપતી ગધારાણી ને નરેન્દ્ર દેવની આસપાસ બેત્રણ યુવક – યુવતિઓ બંગાળીમાં વાતચીત કરતાં બેઠાં હતાં. શ્રી અત્રેજી સાથે એક બહેન મરાઠીમાં વાતચીત કરી રહી હતી. અમે ચોથે માળેથી લીફ્ટમા નીચે ઉતર્યાં ત્યારે અમારી હિન્દી અનુવાદક બહેન નતાશા તોલ-સ્તોય રાહ જોઇને ઉભી હતી. તેની સાથે બહેન ઇરીનાયે હતી.

અમને જોતાં જ તે સ્મિત કરીને બોલી : "આઇએ."

'આપણે ક્યાં જવાનું છે?' અમે પૂછ્યું.

'મારા ગુરુ પાસે.'

'કોણ તમારા ગુરુ?'

'જેની પાસે હું ભારતીય ભાષા શીખી'

'હિન્દી ઉપરાંત તમે બીજી કઈ ભાષા જાણો છો?'

'પંજાબી. એના વ્યાકરણ ઉપર હું થીસીઝ લખું છું.'

'સંસ્કૃત જાણો છો?'

'જી. કુછ ન કુછ.'

'મેઘદૂતનું નામ સાંભળ્યું છે? અને કાલીદાસ...'

આ મારું વાક્ય પૂરું થાય તે પહેલાં તો મેઘદૂતનો પ્રથમ શ્લોક સુસ્પષ્ટ ઉચ્ચાર અને રાગબદ્ધ રીતે એ બોલવા લાગી:

"कश्चित् कांताविरहगुरुणा."

ઉષાબહેનને ખભે હાથ મૂકીને કહે, 'તમે મને સંસ્કૃત શીખવશો ને?' ઉષાબહેને કહ્યું: 'મને બહુ નથી આવડતું, પણ મારા પિતાજી શીખવશે'

'એમ, તો તો બહુ સરસ! એમની પાસેથી હું સંસ્કૃત શીખીશ. મારા પિતાજી પણ તમારા પિતાજી જેવા જ પ્રેમાળ હતા.' અને આ વાતાવરણમાં જ અમે પૌર્વાત્ય ભાષાઓના સંશોધન ધામને દરવાજે જઈ પહોંચ્યા.

વિદ્યાલયના દરવાજે કેટલાક જ્ઞાન વૃદ્ધ અધ્યાપકોએ અમારું ઉમળકાભેર સ્વાગત કર્યું. પરસ્પર પરિચય કરાવવામાં આવ્યો — તેમાં સંસ્કૃતના પંડિત શ્રી કલ્યાનોફ (કલ્યાણમિત્ર) અમારી અનુવાદક બહેનો નતાશા અને એરિનાના ગુરુ હતા. તેમણે અમારી સાથે સંસ્કૃતમાં વાતચીત કરી. તેમણે મહાભારતના આદિપર્વ અને વનપર્વનો રશિયન ભાષામાં અનુવાદ કર્યો હતો. ઉપરાંત મેઘદૂત, હિતોપદેશ, પંચતંત્ર, શાકુંતલ વગેરેનાં ભાષાંતરો

પણ કર્યો હતા. સને ૧૯૩૭ થી ૧૯૪૮ સુધી સતત અગિયાર વર્ષ અનુવાદનુ મહાકાર્ય કરનાર એ ઋષિ સમા અધ્યાપકને અમે સદ્દુમાનપૂર્વક નમસ્કાર કર્યો. પ્રાચીન ભારતીય ભાષાઓનુ સંશોધન કાર્ય અમને બતાવવામા આવ્યુ' સંસ્કૃત ઉપરાંત પાલી માગધી, અરબી ફારસી, તિબેટિયન, ચીની વગેરે પૂર્વની ભાષાઓનુ સંશોધન બહુ ઝીણવટથી મૂળ ગ્રંથોના આધારે ત્યા કરવામા આવે છે. ભારત, બર્મા નેપાલ, તિબેટ, ચીન, જાવા, સુમાત્રા વગેરે દેશો માથી અનેક જૂના ગ્રંથોની હસ્તપ્રતો અહીં ખૂબ જહેમત ઉઠાવીને સગ્રહિત કરવામા આવી છે સંસ્કૃત, હિન્દી, પંજાબી, બંગાલી, મરાઠી, તામિલ ભાષાના વિદ્વાનો આ કાર્ય કરી રહ્યા છે વિદાય વખતે શ્રી કલ્યાનોફે હાથ મેળવતા કહ્યુ '

'તમે મને સંસ્કૃતમા પત્ર લખજો હુ તમને સંસ્કૃતમાં પ્રત્યુત્તર લખીશ.' ચિ. ઉષાબહેનની નોધપોથીમા હસ્તાક્ષર આપતા તેમણે સ્વરચિત શ્લોક પણ લખ્યો.

અહીં આવ્યા બાદ તેમણે શ્રી રામભાઇના સંસ્કૃત પત્રના જવાબમા લખેલો પત્ર સંસ્કૃત ભાષા ઉપરનો તેમનો કાબૂ અને ભારતપ્રેમ દર્શાવે છે

ત્યાથી અમારો શહેર મ્યુઝિયમ જોવા ગયા નીવા નદીને કિનારે ઉભેલો એ ભવ્ય પ્રાસાદ યુરોપની પ્રાચીન શિલ્પ કળાનો ઉત્તમ નમૂનો છે તેમા નાના મોટા ૧૧૦૦ ખંડ છે. અત્યારે તેમા સંગ્રહ સ્થાન ગોઠવવામા આવ્યુ છે લગભગ વણ લાખ તૈલ ચિત્રો અને શિલ્પ કળાના નમૂના ત્યા રાખવામા આવ્યા છે. યુરોપના સુપ્રસિદ્ધ ચિત્રકારો અને શિલ્પીઓની કલાકૃતિઓથી સંગ્રહ સ્થાન સમૃદ્ધ છે, જેમા ઇટાલીયન શિલ્પી રોકસી ચિત્રકાર ત્રપાનીન, ઇતાનોદ હુઈનેર વગેરેના ચિત્રો મુખ્ય હતા.

ઇશુનું એક ભાવવાહી ભીંત ચિત્ર જોતાં જ એ પ્રેમના પયગમ્બરનું કારૂણ્ય હૃદયમાં ઉભરાયું. ચિત્રકાર રથકોવનાં પ્રાકૃતિક ચિત્રો જોયાં, જેમાં નીપર નદી ઉપર પૂર્ણિમાં, મેઘધનુષ્ય, બીજનો ચંદ્ર, નદી તીરે ઘોડેસ્વાર મુખ્ય હતાં. ચિત્રકાર રેપીનનું ઇશુ, યુવાન સ્ત્રીને સજીવન કરે છે તેનું આબેહૂબ ચિત્ર, અને ચિત્રકાર પોલેનોફની પીંછીમાંથી સાક્ષાત્ કારૂણ્ય નીતરતું 'અપરાધી.'નું ઇશુનું આત્મજાગૃતિ પ્રેરક હૃદય સ્પર્શી ચિત્ર; આમ એક પછી એક પ્રસંગોને જીવંત બનાવતાં ચિત્રો નિરખતાં અમે એક પછી એક ખંડ ફરી વળ્યાં. આખરે સમય થતાં અમારે ન છૂટકે સંગ્રહ સ્થાન છોડવું પડયું.

મ્યુઝિયમમાંથી બહાર નીકળી શહેર નીરખતાં અમે આગળ ચાલ્યા. ૧૯૧૭ ની ક્રાન્તિની યાદમાં આઝાદ મેદાનના દરવાજા ઉપર ઘોડેસ્વારનું ક્રાન્તિ દર્શક શિલ્પ ખડું કર્યું છે. આગળ જતાં ચાર રસ્તાઓ વચ્ચે પીટર પહેલાનું ઘોડેસ્વાર બાવલું પાછળના બે પગ ઉપર ઉભું છે. જાહેર બગીચા વચ્ચે ઘોડાની લગામ પકડીને ઘોડેસ્વાર ભારે ખૂબીથી આડો પડયો છે. શિલ્પકારની કલાનો એ અપૂર્વ નમૂનો છે.

આગળ જતાં કેથડ્રલચર્ચ, પાર્લામેન્ટ હાઉસ, ટ્રામ ટર્મીનસ, સંગીતકાર ચિકરકીનું મકાન વગેરે જોતાં નવા બગીચા પાસે થઇને અમે કિરોફ સ્ટેડીઅમ પહોંચ્યાં. એક ટેકરી પર ૮૦ હજાર પ્રેક્ષકો સમાઇ શકે તેવું વિશાળ રમત ગમતનું આ મેદાન છે. ત્યાંથી ચોમેર સુંદર દ્રશ્ય નજરે પડે છે. એક બાજુ ફીનલાન્ડનો અખાત અને બે બાજુ લેનિનગ્રેડ શહેર પથરાયેલું હતું. લગભગ એકસો જેટલા ટાપુઓમાં વહેંચાયેલું આ નગર પહાડી ઉપરથી મનોરમ લાગતું હતું.

સ્ટેડીઅમની સાથે જે ક્રાન્તિકારી નેતાનું નામ જોડાએલું છે, તે કિરોફ કોમ્યુનીસ્ટ પાર્ટીના મોટા આગેવાન હતા. ક્રાન્તિ પછી રાષ્ટ્રના પુનરુત્થાનમાં તેમનો મોટો હિસ્સો હતો. સને ૧૯૩૪ માં એક ત્રાસવાદીને હાથે લેનિનગ્રેડમાં તેમનું ખૂન થયું. તેમની યાદગીરીમાં આ સ્ટેડીયઅમ સાથે તેમનું નામ જોડવામાં આવ્યું છે.

આખા યુરોપમાં પ્રથમ પંક્તિનું ગણાય તેવું વિશાળ અને રમ્ય સ્ટેડીઅમ બાંધવા પાછળ કેટલો ખર્ચ થયો હશે એમ પૃછવામાં આવતાં અમને જવાબ મળ્યો. 'આવડા મોટા કામ માટે ખર્ચ કરવાની અમારી નગર પંચાયતની અથવા મધ્યસ્થ સરકારની શકિત નથી. અમે લેનિનગ્રેડમાં તારાજ થયેલાં મકાનો જોયાં. એ મકાનો અને સ્ટેડીઅમ લોકોએ સમૂહ શ્રમથી તૈયાર કરેલાં છે. દર અઠવાડિયે એક દિવસ આ કામ માટે ખાસ ફાજલ પાડવામાં આવતો. તે દિવસે હજારો માણસો કામે લાગતાં. કોઈવાર વિદ્યાર્થીઓ અને અધ્યાપકો, કોઇ દિવસ વેપારીઓ, મજુરો, ખેડૂતો એમ સહુ સ્વેચ્છાએ કામ કરી જતાં. સ્ટેલિનગ્રેડ અને કીવ જેવાં લાખોની વસ્તી ધરાવતાં શહેરો નાઝીઓના અત્યાચારના ભોગ બનેલાં સાવ ખંડિયેર બની ગયાં હતાં તેને ઉભાં કરવા હજારો સ્વયંસેવકોની જાહેર માગણી કરવામાં આવી. યુદ્ધના સમયની પેઠે જ આ નવરચનાનાં કામ માટે હજારો યુવક યુવતીઓ મેદાને પડયાં, અને રાત દિવસ એક કરીને ભાંગી ગએલાં શહેરોને જોતજોતામાં ઉભાં કરી દીધાં. 'તમે આગળ જશો ત્યારે આ વસ્તુ જોવા મળશે. અમારા આ લેનિનગ્રેડ શહેર ઉપર ચારસો હવાઇ હુમલા થયેલા. અઢાર માસ સુધી નાઝીઓની બોમ્બ વર્ષા આ શહેર ઉપર સતત વરસ્યા કરી છતાં આ પુરાણું શહેર અડીખમ ઉભું.'

'તમો એ વખતે કેટલાં વર્ષનાં હતાં?' અમે નતાશાને પૂછ્યું.

'બાર તેર વરસની.'

'તમને ડર લાગતો ખરો?'

'અમને મુદ્દલ ડર ન લાગતો પણ અમારાં મા બાપ અમ બાળકોને કારણે કોઇવાર ગભરાતાં ખરાં.'

'આ શહેર ખાલી નહીં કરાવેલું!'

'ના છેવટ સુધી નહિ. ક્રીત્રમાં જર્મન કબજો થયેલો પરંતુ અહીં તેમને પગ પણ મૂકવા નહોતો દીધો.'

એના આ જવાબમાં દ્રઢતા અને દેશ પ્રેમ બન્નેનો સમાન પડઘો પડતો હતો.

શહેર જોઈને અમે છેક સાંજે હોટેલ ઉપર પાછાં ફર્યાં. ક્રાન્તિ પછી લેનિન એક વર્ષ લેનિનગ્રેડમાં રહ્યો હતો. અમે તેનું એ રહેઠાણ જોવા ગયાં. ઝારના જમાનામાં ત્યાં રાજકુટુંબની કન્યાઓની નિશાળ હતી. અત્યારે ત્યાં કમ્યુનિસ્ટ પાર્ટીની વડી શાખાનું મુખ્ય મથક છે. લેનિન એ આલેશાન મહાલયના ફક્ત બે ઓરડા વાપરતો. એ ઓરડાઓને રશિયના તારણહારના સ્મારકરૂપે સાચવી રાખ્યા છે' સાદા શણગાર વગરના એક ઓરડામાં રંગરોગાન વિનાનો એક સોફા, એક ટેબલ, અને બે ત્રણ ખુરશીઓ એટલું જ રાચરચીલું ત્યાં હતું. ટેબલ ઉપર ૧૯૧૭ ની સાલનું 'પ્રવદા' પદી રૂપે ત્યાં પડ્યું હતું. બાજુમાં પાર્ટીશન કરીને શયનગૃહ બનાવ્યું હતું, તેમાં લોખંડના બે ખાટલા હતા. લેનિન અને માદામની બે પથારીઓ હતી. ગાદલામાં વાળ જેવું ઘાસ ભરેલું હતું. ઓઢવાના કાળા કામળા ખરબચડા હતા.

સાગ પાટિયા જડીને માજુમા એક બ ધરૂમ કર્યો હતો મે પન ગની વચ્ચે ટેબલ ઉપર એક નાનુ આભલુ હતુ અમને કહેવામા આ યુ કે એ અરીસો એક લશ્કરી સિપાઇએ તેમને ભેટ આપેલ હતો એ જોઈને અમને ગાધીજીની સા ાદ યા આવી. લેનિન એમના જેવા જ લોકોત્તર પુરુષ હતો દેશના કરોડો ગરીબો સ થે જેમના હ્રદયના તાર જોડાયેલા હતા, જેઓ તેમની સાથે સમ-સ વેદના અનુભવતા હતા, એના એ મહાન સેવકનુ જીવન અત્યંત સાદુ હોય, એ સ્વાભાવિક હતુ ગા ધીજી અને લેનિનની સરખામણી કરતા મહર્ષિ રોમારોલાએ બાપુ તેમને મળવા ગયા ત્યારે કહેલુ ' આપ, જો લેનિનને મળી શકયા હોત તો કેવુ સારૂ ' એની સત્યનિષ્ઠા આપના જેવી જ હતી પણ એને અહિંસા નહોતી જડી. આજનુ યુરોપ સ સ્કૃતિના વિનાશને આરે ઊભુ છે તમે બન્ને જો મળી શકયા હોત તો કદાચ આ મહા વિનાશ અટકી જાત !'

અમે લેનિનની એક એક ચીજ, એક એક વાત, અને સ્મરણમા, ગાધીજીની સચ્ચાઇ, ત્યાગ, માનવકલ્યાણની ભાવનાના દર્શન કર્યા એક ખ ડમા તેના હસ્તાક્ષરવાળા પત્રો, દસ્તાવેજો વગેરે રાખ વામા આવ્યા હતા. તેમાના એક દસ્તાવેજી પત્રમા લેનિને સહી કરતા પહેલા ત્રણ લીંટા કરેલા તે વિષે પૂછતા અમને લેનિનની મહત્તા અને સત્યનિષ્ઠા દર્શાવતો એક પ્રસ ગ જાણવા મળ્યો.

( ક્રાન્તિ પછી તરતજ સ ધારણ વિષે ચર્ચા થતા લેનિનને મિત્રો સાથે મતભેદ પડયો )

'આ પત્રમા લીંટા કોણે દોર્યા છે ?' અમે પૂછ્યુ.

'લેનિને પોતે'

'શા માટે ?'

'બંધારણના મુદ્દા ઉપર મિત્રો સાથે લેનિનને મતભેદ પડ્યો.'

'કયા મિત્રો?'

'સ્તાલિન, ટ્રોટસ્કી, મેલોટોવ, કલ્લાનિન વગેરે ક્રાન્તિના મુખ્ય સાથીદારો.'

'પછી?'

લેનિન પોતાના વિચારમાં મક્કમ રહ્યો. એણે કહ્યું, તો ફરીથી બીજી ક્રાન્તિ થશે અને તેમાં લેનિન અને જનતા એક બાજુ હશે.'

'પછી શું થયું?'

'શું થાય? લેનિનનો સામનો કરવાની કોઈની મજાલ ન હતી. સૌએ લેનિનની વાતનો સ્વિકાર કર્યો.'

આ પ્રસંગે ફરી અમને બાપુનું સ્મરણ થયું. અનાજનું રેશનિંગ કાઢી નાખવાના મુદ્દા ઉપર પંડિતજી, સરદાર અને રાજેન્દ્ર બાબુ જેવા સાથીઓ સાથે બાપુને મતભેદ પડેલો. એ વખતે બાપુએ કહેલું. 'તમે રેશનીંગ કાઢી નાખો તો હું ગામડે ગામડે ફરી લોકોને એ વસ્તુ સમજાવીશ; મને ખાત્રી છે કે જનતાનો સાથ મને મળશે.'

લેનિનગ્રેડમાં ક્રાન્તિ પછી અનેક મોટાં કારખાનાંઓ ઉભાં થયાં છે, તેમાં ટર્બાઈન ફેકટરી મુખ્ય છે. પંડિત નહેરૂ રશિયા ગયા ત્યારે તેમણે એ કારખાનાની મુલાકાત લીધેલી. અમને પણ એ બતાવવામાં આવ્યું.

ત્યાં બે જાતની ટર્બાઈન બને છે. સ્ટીમ અને હાઇડ્રોલીક. વિજળી બનાવવાનાં સાધનોમાં ટરબાઈન એ મહત્વનો ભાગ

બજવે છે. બન્ને સાધનો બનાવવાના કારખાના જુદા જુદા છે. બનાવેલ ટરબાઇન મૂખ્યત્વે રશિયામા અને થોડી બહાર જાય છે. ક્રાન્તિ પછી આ કારખાનું તુરત શરૂ થયું છે. આ કારખાનામાં પાવરફૂલ ટરબાઇન બને છે, જેની કેપેસીટી ૮૫૦,૦૦૦ કીલો-વોટની ગણાય. લડાઈ પહેલા હાઇડો ઇલેક્ટ્રીક પ્લાન્ટની શરૂઆત કરેલી લડાઈ પછી હાઇડ્રો ટરબાઇન બનાવવી શરૂ કરી અને સાથેસાથ પૂરી પાડવી યે શરૂ કરી. લેનિનગ્રેડની નીવા નદી પર મુકાયેલ હાઇડ્રો ટરબાઈનના પ્લાન્ટ આ કારખાનામા બનાવેલા છ ૨,૫૦,૦૦૦ કીલોવોટ માટેની ટરબાઈનો બાંધવાની ખ્વાહેશ છે. આ કારખાના તરફથી શીખવવાની અને રીસર્ચ ઇન્સ્ટીટ્યુટની સગવડતા અપાય છે, અને કામ ઉપર લેખવામા આવે છે. કારખાના તરફથી કામદારો માટે સમર હાઉસ અને બાળકો માટે પાયોનીઅર કેમ્પની સગવડતા કરી આપવામા આવી છે અહીં કામદારોની સંખ્યા ૧૪,૦૦૦ લગભગ છે પગારની એવરેજ ૧,૦૦૦ રૂબલ છે. નીચામા ૬૦૦ થી શરૂ થઇ ૩૦૦૦ રૂબલ સ્કીલ્ડ લેબરરને મળે છે ડાયરેકટરને ૫૦૦૦ કે એથી વધુ યે મળે. અઠવાડિયાના કામના ૪૮ કલાક છે. મુખ્ય ઈજનેરને માથે સહીમલામતી અને સ્વચ્છતાની જવાબદારી છે. ટરબાઈનનો સોવિયેત રશિયામા આ ભાગમાં મોટો પ્લાન્ટ છે. કારખાનુ ઘણુ મોટુ છે.

લેનિનગ્રેડમા અમે હોઝિયરી ફેકટરીની મુલાકાત લીધી હતી તેને અંગે કરેલી નોધ ઉપરથી એ કારખાનાનો સામાન્ય ખ્યાલ આવી શકશે. આ ફેકટરી ઘણી મોટી છે. સુતરાઉ અને આર્ટ સિલ્કની હોઝિયરી, દરેક જાતના સીવેલ કપડા, ગરમ તૈયાર કપડા, મચ્છરદાનીઓ વગેરે બને છે. મશીનરી અને સ્ટાઈલમા આપણા કરતા ખાસ કાંઇ નવુ નથી. આંતરિક વ્યવસ્થા નવા પ્રકારની હોય તો કહી ન શકાય પગારની એવરેજ ૮૦૦ રૂબલ

છે. ૬૫ ટકા સ્ત્રીઓ અને ૩૫ ટકા પુરૂષો કામ કરે છે. સામાન્ય કારીગરોને ૫૦૦ રૂબલ અને કુશળ કારીગરોને ૮૬૦ રૂબલ પગાર મળે છે. એપ્રેન્ટાઇસ તરીકે આવનારને ૫૦૦ રૂબલ મળે છે. કોઇ કામ ઉઘડ હોય તો પણ મીનીમમ નક્કી કરેલ પગાર તો મળે જ છે, અને આવી વ્યક્તિઓ પણ કામદાર તરીકેના પુરા હક ભોગવતા હોય છે. ડાયરેકટરોની નિમણુંક સરકાર કરે છે. આ કારખાનાઓમાં 'ટ્રેડ યુનિયન' અગત્યનો ભાગ ભજવે છે. અહીં જુદાં જુદાં ટ્રેડ યુનિયનો હોતાં નથી. કામદારો ચુંટણી કરીને ચેરમેન અને એકઝીક્યુટીવ કમીટી ચુંટે છે. ટ્રેડ યુનિયનના ચેરમેનને ૧૯૦૦ રૂબલ મળે છે. ટ્રેડ યુનિયનો મજુરોના પ્રશ્નોનો યોગ્ય રીતે નિકાલ લાવે છે. દરેક કારખાના માટે ઉત્પાદનનું લક્ષ્યાંક નક્કી કરેલું હોય છે અને તે પ્રમાણે મજુરોનું વ્યકિતગત લક્ષ્યાંક ઠરાવેલું હોય છે. ઠરાવેલા લક્ષ્યાંક કરતાં જે વધારે ઉત્પાદન કરે તેને બોનસ મળે છે. ઉપરાંત સર્વશ્રેષ્ઠ કામ કરનાર મજુરનો ફોટો કારખાનાના પ્રદર્શન ખંડમાં મુકવામાં આવે છે. મજુરોને પ્રોત્સાહન આપવા માટે કેટલાંક સૂત્રોયે મુકવામાં આવ્યાં છે.

'દેશને ખાતર કર કસરથી કામ કરો.'

'ઉત્પાદન વધારો.'

'પક્ષને મજબૂત બનાવો.'

સોશિયલ ઇન્સ્યુરન્સની યોજના સહુને લાગુ પડે છે. પગારના ૭ ટકા ફેક્ટરી આપે છે. મજુરોએ કશું આપવાનું હોતું નથી. આ ફંડનો ઉપયોગ મજુરો માટે ચાલતાં આરોગ્ય ગૃહ, આરામ ગૃહ અને પાયોનીઅર કેમ્પની વ્યવસ્થામાં થાય છે. અકસ્માતના પ્રસંગે પગાર ચાલુ રહે છે. ખાસ માંદગીમાં ઇન્સ્યુરન્સમાંથી ત્રણ મહિનાનો પગાર મળે છે. સામાન્ય રીતે

કારખાનામાં 'ઓવર ટાઇમ' ભરવાનો રિવાજ નથી. કદાચ કોઇ અનિવાર્ય પ્રસંગે વધારાનું કામ કરવું પડે તો તેનું મહેનતાણું ખૂબ હોય છે. એ કલાક વધારાના કામ માટે દોઢ રોજ ચૂકવાય છે. (રોજ ૮ કલાકનું હોય તેથી વધારાના કલાકનું ૭ ગણું મહેનતાણું થયું). હોઝીઅરીની ફેક્ટરીમાં બધી નાની નાની વસ્તુઓ બનતી હતી, છતાં સુપરવાઈઝીંગ સ્ટાફ ઘણો ઓછો હતો. અને દરવાજો પણ ન હતો. આખું કારખાનું મજૂરો ઉપરના સંપૂર્ણ વિશ્વાસથી ચાલતું હતું.

છેલ્લે દિવસે લેનિનગ્રેડ શાંતિ સમિતિ તરફથી ભારત, જાપાન વિએટનામ વગેરે પ્રતિનિધિઓને વિદાય આપવાનો મેળાવડો થયો. ખૂબ ઉલ્લાસમય વાતાવરણ વચ્ચે પ્રવચનો થયાં, ગીતો ગવાયાં અને પરસ્પર પરિચયો થયા.

રાતની ગાડીમાં લેનિનગ્રેડથી મોસ્કો જવા નિકળ્યાં. સ્ટેશન ઉપર વિદાય આપવા આવેલાં ભાઇ બહેનો જાણે વર્ષો જૂનો સંબંધ હોય તેમ ટ્રેઇન ઉપડતાં ગળગળાં બન્યાં. હાથ મેળવતાં સૌની આંખો ભીની થઇ. અનેક હેતાળ હૈયાં અને સ્મરણીય ચહેરાઓ સાથે અમે એ ઐતિહાસિક નગરની વસમી વિદાય લીધી.

●

૪ થે માળ : રૂમ નં. ૪૩૭ અને ૪૩૯.

જો તમે ૨૭ જુલાઇ ૧૯૫૫ના રોજ અમને લેનિનગ્રેડ ગામે કાગળ લખ્યો હોત તો ત્યાંની આસ્ટોરિયા હોટેલમાં ઉપરના સિરનામે અવશ્ય મળી જાત. સમાજવાદી રાજ્યની હોટેલ સાદી નબળી હશે તે અમારી માન્યતા અમારા પહેલા નિવાસે જડમૂળથી ઉખેડી નાખી. ૨૦×૧૫ ના એના રૂમમાં ટેલીફોન, રેડિયો, ટેબલ લેમ્પ, કબાટ, ત્રણ બીજા ટેબલ, વીન્ડો કર્ટન્સ, મોટો પલંગ, મખમલના બે ઉંચા ઓસિકા આ ઓસિકા પર માથું મૂકીએ એટલે માથું ખુંચીને જાણે પાતાળ પહોંચી ગયેલું લાગે. બટન દબીએ એટલે પરિચારક આવીને ઊભો રહેઃ એ હોટેલનું નામ આસ્ટોરિયા હતું અને એ દિવસ હતો ૧૯૫૫ના જુલાઇની બીજી તારીખ.

अस्मत्परिचयेन भवतो मनोविकारेण चानुभावितं हृदयं मम महता हर्षेण परिसंप्लुतम्। भवतो लेखलेखनं मम विलम्बेन प्रेष्यते तत्क्षमतां मे भवान्। मम भार्या पूर्वं आधिग्रस्तासीत् पुत्री च शल्यक्रियया तथा क्लिष्टा। अत एव न लेखितुं नाशक्नवम्। इदानीं तु शनैः शनैरारोग्यं लभते।

एवं भवत्सख्येन सर्वमात्मगतं लिखितम्। अपि च श्लोकद्वयमेतत् —

नववर्षे प्रभाते मैत्रेये हृदयाशयः।
अभिनन्दति भवत्सुभादेवौ च शोभनाम् ॥
कल्याणमित्रः कल्याणं कुशलं च शुभं मम।
इच्छति भारतविश्वं शान्तिं सर्वभूमौ तथा ॥

शुभमस्तु वः। लिख्यतां मह्यं संस्कृतभाषायामेव। भवत आत्मजायुष्मादेवौ प्रणतीः प्रेषयामि।

चिरं जीवतु अस्मदीय-भारतमित्राणि।

भवतः पत्रमपेक्षमाणः
स्नेहाधीनः
कल्याणमित्रः ॥

जेनिवारे २०-१२-५५

## કલ્યાનોફે લેનિનગ્રેડથી શ્રી રામભાઈ પાઠક પર સંસ્કૃતમાં લખેલ પત્રનો અનુવાદ

લાડીમીર કલ્યાનોવીચ
કલ્યાનોફ.
ઓરીયેન્ટ ઇન્સ્ટીટયુટ ઓફ
ધી એકેડેમી ઓફ સાયન્સીઝ
ઓફ ધી યુ. એસ. એસ. આર,
૧૮ દ્વારતોઝેગ્ગા, નાવાઝેન્ગા
લેનિનગ્રેડ યુ.એસ.એસ.આર.



'सर्वत्र शांति विस्तरो.'

માન્યવર સુહૃદ, પણ્ડિતવર્ય, શ્રીમતી ઉષાદેવી સહાય, શ્રી રામનારાયણ પાઠક મહાશય; સપ્રેમ વંદન!

આપનો માયાળુ પત્ર મળ્યો. વાંચી અત્યંત હર્ષ થયો. આપના તીર્થસ્વરૂપ પૂ. પિતાશ્રી નાગરદાસ છગનલાલ પાઠકે રચેલ પુસ્તક મને વખતસર મળી ગયું છે. આપના સૌજન્યથી હૈયુ ભરાઇ આવે છે. આપના સદ્‌ભાવ બદલ કૃતજ્ઞ છું.

અમારા વિદ્યાલયને આપની સેવાનો લાભ મળે તે માટે અમે અત્યંત ઉત્સુક છીએ. એ બાબતમાં તપાસ કરતાં જણાયું કે, આપની સરકારદ્વારા જ એ શક્ય બને. ભારત સરકાર આ બાબત યોગ્ય કરી શકે.

હવે થોડી અંગત વાત લખું. આ વરસે અમારા પૂરોગામી ભારતતત્ત્વ વિશારદ શ્રી. શીરવાયે તૈયાર કરેલ ઋષિ ભાષાનો મેં અનુવાદ કરી તેનું સંપાદન કર્યું. ઉપરાંત અમારા વિદ્યાલય

માટે સંસ્કૃત પાઠ્ય પુસ્તક તૈયાર કર્યું હમણાં જ શ્રી મહાભારતના સભાપર્વનો અનુવાદ મેં શરૂ કર્યો છે.

આપના પરિચયથી, આપના સદ્ભાવથી, મારું હૃદય તૃપ્ત બન્યું છે. આપનાં પત્રનો ઉત્તર આપવામાં વિલંબ થયો છે તે માટે ક્ષમા ચાહું છું. મારાં પત્નીને ગંભીર બિમારી ગઇ. તેને મોટું ઓપરેશન કરાવવું પડયું, તે કારણે પ્રત્યુત્તરમાં વિલંબ થયો. હવે ધીમે ધીમે તેની તબિયત સારી થતી જાય છે. આપના સ્નેહને લીધે આટલી અંગત વાતો લખી છે. બાકી તો આ બે શ્લોક:

> પ્રાપ્ત આ નૂતને વર્ષે, મિત્ર સ્નેહ પરાયણ,
> ઉપાદેવી અને આપ, સુખી હો સર્વ વાતથી.
> ઇચ્છું કલ્યાણ મિત્રોનું, પામો કલ્યાણ સર્વથા
> સર્વ ભારતવાસી, ને પામો સંસાર શાંતિને.

આપનું કલ્યાણ થાઓ. સંસ્કૃત ભાષામાં જ મને ઉત્તર લખશો. આપની પુત્રી ચિ. ઉપાદેવીને મારા પ્રણામ.

અમારા ભારતીય મિત્રો દીર્ઘાયુ હો !

આપના પ્રત્યુત્તરની રાહ જોતો

નેહાધીન,
કલ્યાણ મિત્ર
લેનિનનગર. તા. ૨૦-૧૨-૫૫



લેનિનગ્રેડથી દૂર પાયોનિયર કૅમ્પમાં લેખક બાળકો સાથે

## હું નહિ છોડું !

## [ ૧૧ ]

લેનિનગ્રેડમાં થોડા દિવસ અગાઉ વહેલી સવારમા અમારી મોટરબસ લેનિનગ્રેડની ઉત્તરમાં એક પછી એક ગામડા વટાવતી જતી હતી. રસ્તામાં ખેતરો વચ્ચે ઉભેલાં નાનાં રમકડાં જેવા મકાનો આવતા હતાં. નાનકડાં શહેરોમાં લડાઇથી ખંડિત થયેલા મકાનો હજુ એમનાં એમ ઊભા હતાં. બસમા કલાક પસાર થઇ ગયો હશે. અમારી સાથે રહેલા અનુવાદક એન્ડ્રી અને શિક્ષિકા ગાલા

અંગ્રેજીમાં અને બહેન તાનિયા હિન્દીમાં આ પ્રદેશનો પરિચય આપી રહ્યાં હતાં. થોડે દૂર ગયા પછી બસ એકાએક થોભાવવામાં આવી. અમારે જ્યાં જવું હતું ત્યાંથી અમે દૂર નીકળી ગયાં હતાં. પાછળ દોડતાં અને હાંફતાં બાળકોનું એક ટોળું અમારી પાસે આવ્યું. અમારા સ્વાગત માટે અર્ધો કલાકથી ખડા પગે બારણાં પાસે આ બધાં બાળકો તેમના નાયક સાથે ઊભાં હતાં

જ્યારે અમે આ બાળકોના પાયોનિયર કેમ્પમાં પ્રવેશ કર્યો ત્યારે ફૂલો સાથે ત્રણસો બાળકો સામસામી કતારમાં ગોઠવાઈ ગયાં હતાં. અમારી સાથે લાંબો પરિચય હોય તેમ એમની આંખો હસી ઉઠતી હતી. રંગબેરંગી ફૂલોની ભેટ અમને આપી આ બાળકો એમના સ્થાને પાછાં દોડી ગયાં. ત્રીસેક વર્ષની પહેલવાન સમી એક યુવાન સંચાલિકા બહેન આ બાળછ.વણીમાંના બગીચામાં અમને દોરી ગઈ. જંગલની અંદર મંગલ હોય તેમ આ વગડામાં બાળકો માટે ઊભાં કરેલાં પાયોનિયર કેમ્પના બગીચામાં ફરતાં મકાનો હતાં. મકાન વચ્ચેના ચોકમાં જેવો અમે પગ મૂકયો કે તુરત જ એક ભારતીય ગીતની રેકર્ડ અમારા સ્વાગત માટે ચાલુ કરવામાં આવી. રાજકપૂરનો અવાજ નીકળ્યો કે :

'આવારા હૂં, આવારા હૂં

મૈં આસમાનકા તારા હૂં, આવારા હૂં.'

સૌ અમારા તરફ એકીટશે જોઈ રહ્યાં હતાં. આ ગીતની અસર અમારાં મુખ ઉપર શું થાય છે તેનું બારીકાઈથી અવલોકન કરતાં હતાં. ભારતીય ફિલ્મની માતા સર પી. કે. અત્રે ગીતના નાદ સાથે પગનો ઠેકો લેતાં હતાં.

અને હુકમ છૂટયો : 'એટેન્શન!'

બાળકો ધ્વજ સામે એક કતાર ઉભાં રહ્યાં. મહેમાનોને ધ્વજની એક બાજુ ઉભા રાખવામાં આવ્યાં. માર્ચીંગ શરૂ થયું. બાજુમાં બેઠેલાં બાળકોએ બેન્ડ વગાડયું. ધ્વજને સેલ્યુટ આપવામાં આવી. પાયોનિયર કેમ્પના એક બાળકે આવીને ભાષણ કર્યું. સૌ વિખરાયાં. એ પછી તો વિખરાયેલાં બાળકો મહેમાનોને વીંટી વળતાં હતાં. તેમની સાથે વાતો કરવાનો પ્રયાસ કરતા હતા. ભોજનમાં જવાનો વખત થયો હોવા છતાં બાળકો છૂટાં પડતાં નહોતાં.

એક મોટા ખંડમાં ભોજનનાં ટેબલો ગોઠવાયેલા હતાં. દરેક ટેબલપર ચાર બાળકો હતાં, અને દરેક ટેબલ ઉપર એક એક મહેમાનને બેસવનું હતું એક ટેબલ પર અમારે બેસવાનુ બન્યું. બાળકોનું સામ્રાજ્ય હતું. પરદેશી મહેમાન ચાર બાળકોથી વિંટળાઇ વળ્યા હતા. હવે કઇ ભાષામાં વાતચીત કરવી ? અમારી પાસે રહેલી રડીખડી રશિયનનો ઉપયોગ કરી ચારમાંથી એક બાળકીને સવાલ કર્યો :

'કાક વાસ્ની જેવુથ ?—' (તમારૂં નામ શું ?)

'લ્યુસા' તુરત જ ખુશ થતાં તેણે જવાબ દીધો.

'કકાયા કલાસે વી. ઉચીચીસ ?' (તમે શું ભણો છો ?)

એણે કંઇક કહ્યું અમારાથી સમજાયુ નહિ પણ વળતી ભાષા સમજવા જેટલી અમારી રશિયન ભાષા સમૃદ્ધ નહોતી. અમે નહોતા સમજતા એટલે છોકરીઓને મુંઝવણુ થતી હતી. બાજુની છોકરી લ્યુદા સમજાવવા કોશીષ કરતી હતી. છેવટે હાથના આંગળા કરીને મને બતાવ્યા એટલે હું સમજી ગયો કે તે ચોથું ધોરણુ ભણુતી હતી. એ પછી એક છોકરીને મેં બીજો સવાલ 'રકવેલા વામ લિયથ ?' (તમારી વય કેટલી છે ?)

આંગળાં ગણાવી સમજાવ્યું, પણ આથી અમારી વાતચીત આગળ ધપી. અભિનયની ભાષામાં વ્યવહાર ચાલ્યો. બધું પીરસાયું, પણ શાકાહારી હોવાથી અમે એક પણ વસ્તુને અડક્યા નહિ. સામે બેઠેલી લ્યુસા, લ્યુદા, ગ્ગાલા મુંઝાવા લાગી. તેમનાં મહેમાન ન જમે અને તે લોકો કેવી રીતે ખાય? તેમને અમારી વાત સમજાવવાની કોશીષ કરીએ કે અમે ઈંડા, મચ્છી કે માંસ ખાતાં નથી, પણ આ બાળકીઓ સમજે નહિ ને ખવરાવવા ખૂબ આગ્રહ કરે ને પોતે ખાય નહિ. છેવટે તેમના પ્રિન્સિપાલને બોલાવી આવ્યા. એ બહેને પણ ખૂબ આગ્રહ કર્યો. અમે તો 'પઝાહુસ્તા ન્યત' મહેરબાની કરીને ના, એ સિવાય બીજું શું કહી શકીએ? તે પછી એક અંગ્રેજી જાણનારને એ પ્રિન્સિપાલ બહેન ઉઠાવી આવ્યાં. તેમને સમજાવ્યું કે અમે ઇંડા, માંસ કે મચ્છી ખાતાં નથી, શાકાહારી છીએ. તે પછી અમારા માટે કોફી અને બ્રેડ આવી. ત્યાં સુધી પેલી નાની બહેનો તેમના મહેમાન ન જમે ત્યાં સુધી નહિ જમવાની હઠ લઇ બેઠી હતી.

ભોજન પૂરું થયું. આ પછી યે બાળકી અમને વિંટળીને ઉભી હતી, હાથ પણ છોડતી ન હતી. કયાં સૌરાષ્ટ્રનો એક ખૂણો અને કયાં સોવિએત યુનિયનમાંના લેનિનગ્રેડનાં આ બાળકો. બંને છેડા વચ્ચે મેળ કેટલો હતો! સ્નેહનો પ્રવાહ દરેક જગ્યાએ કેટલી સ્વાભાવિક રીતે વહેતો હતો.

એ પછી સારા બગીચામાં અમે ફર્યાં, પણ આ ચાર બાળકોએ કેડો છોડચો નહિ. અમે તેમની તસ્વીરો લીધી.

એ દરમ્યાન સંગીત શરૂ થયું. સહુને નૃત્યની આજ્ઞા થઇ. આ ચાર બાળકીઓ જ્યાં સુધી અમે નૃત્ય ન કરીએ ત્યાં સુધી જોડાય નહિ, અને ફરજીયાત આંકડા બીડી ગોળ ફરતાં

કરવાનાં નૃત્યમાં અમારે જોડાવું પડયું, ત્યારે યાદ આ
ઝાલાવાડ અને સોરઠના લોકો વચ્ચે જો આ નૃત્યનું પુનરાવ
કર્યું હોય તો !

૩૦૦ કિલ્લોલતાં બાળકોને છોડી જવાની વેળા ર
કલાક પછી આવી. તેમની સલામી ઝીલી, તેમની સભા ભ
તેમની સાથે ભોજન લીધું, બેસ્યા, નૃત્ય કર્યું, પણ નીક
પડેલાં મનમાં સવાલ ઉભો ન થયો કે આ ચાર કલાકમા
માહિની શું મેળવી ? જે કેળવણી સમાનતા અને સ્નેહ
કરે છે તે સારી કેળવણી. આ બાળકો બુનિયાદી હતા કે ન
વાની એની ઝીણવટમાં ઉતરવાની જરૂર ન લાગી બાળ
નિકટના ચાર કલાકના સપર્કમાં જે સુગંધ અને સ્વભ
અભિજાત્ય મેળવ્યું તેની સુવાસ જીવનભર ટકવા સમર્થ હત

જવાની વેળા આવી. અમો માઇલ ચાલીને એક બાળગૃ
જવાનું હતું. સુમા, પારયા, લ્યાગિના અને ગાલ્યા કેડો છે
નડોતા. અમારા હાથે વળગીને ચાલતી હતી. તેમને એમ હ
હમણા આ લોકો ચાલ્યા જશે. બધાય બાળકો ઉભાં રહ્યાં.
આગળ ચાલવા લાગ્યા, તો પણ આ બાળકો અટક્યાં
તેમના પાયોનિર કેમ્પના પ્રિન્સિપાલ આવ્યા. તેમણે
બાળકીઓની પાસેથી હાથ છોડાવવા પ્રયાસ કર્યો. પણ
મોઢું ચડાવીને તેના પ્રિન્સિપાલ સામે જોયું, જાણે તેણે ન
કર્યો હોય કે હું નહિ છોડું.

✱

કાશ્મીરની પાડોશમાં આવેલ સોવિએત સંઘના એક રાજ્ય તાઝીકીસ્તાનના સ્તાલીનાબાદનો આ પ્રસંગ છે.

અમે એક નાનકડા બાલગૃહમાં પહોંચ્યાં ત્યારે પચ્ચીસેક બાળકોની એક કતાર ઓરડામાં ખડી હતી. અમને મોટી સંખ્યામાં જોવા છતાં બાળકો નિર્ભય રીતે ખડાં હતાં. તેમનાં માથાં એક પછી એક પરિચારિકા બહેન પાસે ધરીને એ ઓળાવતાં હતાં.

એક બાળકની પાસે ગયા. રશિયનમાં પૂછ્યું: 'કાક વાસ્ની જેવુથ' (તમારું નામ શું છે?)

બાળકે જવાબ આપ્યો 'યૂરા' અને સહુ બાળકો હસી પડયાં.

સ્તાલિનાબાદની આ વાત છે. અફઘાનિસ્તાન અને ભારતની સગોલગ આવેલ સોવિએત સંઘના તાઝીકીસ્તાનનું એ પાટનગર છે. તેની મોટી વસ્તી મુસલમાનોની છે.

૧૯૨૮ માં તાઝીકીસ્તાન રીપબ્લીક બન્યું, ત્યારે આ રાજ્યની ૯૭ ટકા વસ્તી નિરક્ષર હતી. આજે ત્યાં એક પણ માણસ અભણ નથી.

ત્યાંની કાપડની મિલની મુલાકાત લઈને આ મિલના કામદારોનાં બાળકો માટે ચાલતા કિન્ડર ગાર્ટનની અમે મુલાકાત લીધી હતી.

આ બાળકો ઉનાળામાં ખુલ્લા હવામાં જમે છે.

'કેટલાં બાળકો છે?'

'દોઢસો છે.'

બીજા પ્રશ્નોના જવાબ આપતાં ત્યાંના આચાર્યા બહેને જણાવ્યું કે શિક્ષકના સ્ટાફ ઉપરાંત એક ડૉકટર અને એક નર્સ હોય છે.

શાળામાં અક્ષરજ્ઞાન આપવામાં આવતું નથી.

એટલામાં અમારા દીમાગમાં ઝબકારો થયો, અને એક સવાલ પૂછયો : 'અહીંઆ તો કામદારોના બાળકો ભણવા આવતાં હશે, એન્જિનિયર અને મિલના મેનેજરનાં બાળકો બીજી શાળામા જતાં હશે.' આ પ્રશ્નથી ત્યાંની આચાર્યા ચમકી ઉઠયા.

તેણે એક બાળકને બોલાવ્યુ. છ વર્ષનુ નાનકડું બાળક હતું. અમારી બાજુમાં જ કુત્સેન્કા કરીને એ ટેક્ષટાઇલ મિલની એન્જિનિયર બહેન ઉભી હતી. આચાર્યાએ જણાવ્યુ કે આ બાળક અમારી મિલના એન્જિનિયરનું છે. તે સહુ મજૂરોનાં બાળકો સાથે ભણે છે. અહીંઆ દરજ્જા જેવી વસ્તુ નથી.

અમે આ શાળા જોયા પછી અનેક સ્થળે પ્રાથમિક શાળા પહેલાનાં ભણતરની ચર્ચા કરી હતી. સોવિએત લોકો તેમનાં બાળકને શાળામાં મોકલતાં પહેલા કેવા પ્રકારનું શિક્ષણ આપે છે તે અમારે જાણવુ હતું.

બાળકને ૩ વર્ષ સુધી નર્સરી સ્કૂલમાં મોકલવામાં આવે છે. ત્યાં તેમની તંદુરસ્તી જોવામાં આવે છે, અને તેના પ્રાથમિક માનસિક વિકાસ તરફ જોવામાં આવે છે. કારખાનાં અગર કચેરીમાં કામ કરનાર બહેન નિર્ભય રીતે એકથી ૩ વર્ષના બાળકને આવીને શાળામાં મૂકી જાય છે.

ત્રણથી સાત વર્ષ કિન્ડર ગાર્ટન સ્કૂલમાં મૂકે છે. તેનો હેતુ બાળકનો સર્વદેશીય વિકાસ સાધવાનો હોય છે. બાળકની

આ રીતે રાજ્ય સંભાળ લે તેથી તેમની માતાઓ ઔદ્યોગિક, સાંસ્કારિક, પ્રાન્તીય અને રાજકીય પ્રવૃત્તિમાં છૂટથી ભાગ લઈ શકે છે.

સોવિયેત સંઘની કિન્ડર ગાર્ટન શાળા :–

(૧) બાળકની તંદુરસ્તી અને શારીરિક વિકાસ તરફ લક્ષ આપે છે.

(૨) બાળકનાં માનસિક વલણ, ભાષા, ઇચ્છાશકિત અને ચારિત્રનો વિકાસ કરે છે.

(૩) સંગીત, ચિત્રકલા, અને બીજી કલા તરફ અભિમુખ કરે છે અને આજુબાજુનાં જગતથી માહિતગાર કરે છે.

(૪) બાળક સ્વાશ્રયી, સ્વચ્છ, અભિમુખ અને કામ કરવાની ટેવવાળો બને તેની તાલીમ આપે છે.

(૫) બાળક માતૃભૂમિ અને સોવિએત લોકો તરફ પ્રેમ ધરાવતું બને તેનું શિક્ષણ આપે છે.

બાળકનાં મસ્તકમાં પડેલી આ ભૂમિકા તેને કિન્ડર ગાર્ટન પછીના અભ્યાસમાં ઝડપી મદદ કરે છે.

આ બાલશાળામાં ત્રણ કે ચાર મંડળીઓ હોય છે ને દરેક મંડળીમાં પચીસથી વધારે બાળકો હોતાં નથી. દરેક મંડળી સમાન વયનાં બાળકોનીજ બનેલી હોય છે.

બાળકો દિવસે ૯ થી ૧૨ કલાક બાળશાળામાં ગાળે છે. બાળકે કેટલા કલાક બાળશાળામાં રહેવું તે તેમનાં માબાપની કામની પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે. માબાપને સામાન્ય

રીતે કારખાનાં અગર દુકાનમાં આઠ કલાક કામ કરવાનું હોય છે. તે પછી બાળકને લાવવા લઈ જવાનો સમય પણ જોઇતો હોય છે.

રાતપાળીમાં કામ કરતા માણસો માટે રાતના કિન્ડર ગાર્ટન પણ હોય છે. બાળક ત્યાં રાતે પણ રહે છે.

બાળશાળામાં રહેનાર બાળકને ત્રણ વખત જમવાનુ મળે છે.

દરેક મંડળીને એક તાલીમ પામેલી નિષ્ણાત શિક્ષિકા આપવામાં આવે છે. આ ઉપરાંત એક સંગીત શિક્ષક, એક ડૉકટર અને એક નર્સ આપવામાં આવે છે.

દર વર્ષે માબાપ સમિતિ ચૂંટાય છે, જે આ બાલશાળાને મદદ કરે છે.

સ્વચ્છ અને આરોગ્યપ્રદ સ્થળે બાલશાળા હોય છે. તેને ચોક્કસ સમય પત્રક પણ હોય છે.

બાળકને પોષણ મળે, તેનું શરીર લોખંડી થાય, તેની ક્રિયાનો વિકાસ થાય અને સ્વચ્છતાની તથા ચોકસાઇની ટેવ પડે તેવું શિક્ષણ આપવામાં આવે છે.

બાળકની માનસિક ક્રિયા બરોબર ખીલે તે આ બાલશાળાનો મૂખ્ય હેતુ છે. આ હેતુ સાથે બાળકની અનુભવવાનાં, સાંભળવાની અને જોવાની વગેરે સમજ પૂરેપૂરી વિકાસ પામે તે પણ લક્ષમાં લેવામાં આવે છે. બાળક પોતાની વિવેક શકિત અને સારાસાર સમજ પૂરેપૂરી સ્વતંત્ર રીતે વિકસિત કરે, જ્ઞાન મેળવવા માટે

તત્પર બને, તેની માતૃભાષાનો સ્પષ્ટતાથી ઉચ્ચાર કરે, કુદરત અને સમાજ માટે બાળકની સમજ વિશાળ બને તે માટે આ નિષ્ણાત શિક્ષક બાળકને મદદ કરે છે.

બાળકના નૈતિક વલણ તરફ સોવિયેત સંઘની શાળા ઉદાસિન નથી તેમ અમને જણાવવામાં આવ્યું હતું. સ્તાલીનાબાદ, મોસ્કો અને લેનિનગ્રેડ તથા સ્થળે સ્થળે બાળકોને ખેલદિલીથી અમે રમતાં જોયાં. તેમનાં સ્વભાવની નિડરતા તરી આવતી હતી.

બાળકને તેમના મા-બાપ અને વડીલો તરફ સ્નેહ રાખવાનું અને આદર આપવાનું તથા આજ્ઞાંકિત બનવાનું શિખવે છે.

ઇચ્છાશક્તિ, હિંમત, ધીરજ અને આત્મબળનો ધીરે ધીરે આ બાળકોમાં વિકાસ કરવામાં આવે છે. બાળકો પોતાનાં કાર્ય તરફ સાચા, નમ્ર અને જાગ્રત બને તેવું વાતાવરણ સરજે છે.

વાર્તાલાપ, લોકગીતો અને સંગીત વગેરે દ્વારા આ ઉગતાં બાળકો શરૂથી જ તેમનાં દેશ અને કુદરત તરફ મિત્રાચારી કરે, સોવિયેત સંઘના તથા દુનિયાના કામ કરનાર લોકોને ચાહે તેવું શિક્ષણ આપવામાં આવે છે.

બાલશાળા, ગીત, સંગીત, ચિત્રકામ અને માટીકામ દ્વારા કલારુચિ કેળવે છે.

રમતો પણ આપવામાં આવે છે. આ રમત એવી રાખવામાં આવે છે કે જેથી બાળકનો શારીરિક અને માનસિક વિકાસ થાય. બાળકનું નૈતિક જીવન, અને સમદ્રષ્ટિ કેળવાય. સામુહિક રીતે કામ કરતાં અને જીવતાં શીખવે છે.

જ્યારે બાળક કિન્ડરગાર્ટન શાળા છોડે છે ત્યારે તેને માત્ર ૩૦ સુધી ગણવાનું શીખવ્યું હોય છે. એકથી દસ સંખ્યા સુધીનો સરવાળો અને બાદબાકી શીખવવામાં આવી હોય છે.

જુદા જુદા માપ શીખવવામાં આવે છે. બાળકો અઠવાડિયાના દિવસ, ઘડિયાળનો સમય, પોતાના વિચારો સ્પષ્ટતાથી વ્યક્ત કરવાનું, સારી રીતે વાક્યો બોલવાનું, બીજા સમજી શકે તેવી રીતે વાર્તાઓ કહેવાનું, પોતાનાં જીવનમા બનેલા બનાવોનું ધ્યાન આપવાનું અને સમજીને શીખેલી કવિતાઓ જાણતાં હોય છે.

ત્રણથી સાત વર્ષ બાળકો બાલમંદિરમાં પસાર કરે છે. પરંતુ ત્યાં અક્ષરજ્ઞાન સદંતર આપવામા આવતું નથી તેમજ કોઈ ઉત્પાદક ઉદ્યોગ તેમને આપવામાં આવતો નથી.

(૧) વિદ્યાર્થી સાતથી દશ વર્ષ સુધી ચાર વર્ષ માટે પ્રાથમિક શાળામાં રહે છે.

(૨) અગિયારથી ચૌદ વર્ષની વય સુધી તે મિડલસ્કૂલમાં ચાર વર્ષ માટે અભ્યાસ કરે છે.

(૩) ચૌદથી સત્તર વર્ષની વય સુધી વિદ્યાર્થી સેકંડરી શાળામાં અભ્યાસ કરે છે.

(૪) સત્તર વર્ષ પછી ત્રણ કે પાંચ વર્ષ સુધી ઉચ્ચ શિક્ષણ માટે જાય છે.

સામાન્ય રીતે સહુ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સેકન્ડરી સ્કૂલ સુધી અભ્યાસ કરે છે અને પછી એન્જિનિયરીંગ, અગર કોઈ ટેકનિકલ લાઇનમાં જાય છે. આપણે ત્યાં જેવો ઉદ્યોગ પ્રાથમિક

શાળાથી અપાય છે તેવો અહીં અપાતો નથી. આમ છતાં ત્યાં ૮૦ ટકા સ્ત્રીપુરુષો ઉદ્યોગના ક્ષેત્રમાં જ કામ કરતાં હોય છે.

બુનિયાદી તાલીમનો અર્થ જો એવું જ્ઞાન આપવાનો થતો હોય કે શોષણવિહીન સમાજરચના તરફ વિદ્યાર્થી અભિમુખ બને તો તેવું જ્ઞાન ત્યાં અભ્યાસદ્વારા આપવામાં આવે છે. તેના કોઈ અલગ પિરિયડ લેવામાં નથી આવતા, પરંતુ ઇતિહાસ, ભાષા, ભૂગોળ, વિજ્ઞાન આપવામાં જ સમાજવાદી વિચારનો વળાંક આપવામાં આવે છે.



સોવિએત રશિયાની મધ્યસ્થ સરકાર ૧૬ પ્રજાસત્તાક રાજ્યોની બનેલી છે. મધ્યસ્થ સરકાર સાથેના સબંધોથી મુક્ત થવાનો રાજ્યોને અધિકાર બધારણે આપેલો છે.



સુપ્રીમ સોવિએત ઑફ યુ. એસ. એસ. આર. એ સોવિયેત યુનિયનમાં મુખ્ય સત્તા ધરાવતું તંત્ર છે. તેને ચાર વર્ષ માટે ચૂંટાયેલી બે ચેમ્બર્સ હોય છે. સુપ્રીમ સોવિયેત એક પ્રમુખ અને ૧૬ ઉપ-પ્રમુખો ચૂંટે છે.

સોવિયેત રશિયામા ટોચ કારોબારી કાઉન્સીલ ઑફ મીનીસ્ટર્સ છે.



## સોવિયેત રાજધાની મોસ્કો

## [ ૧૨ ]

લેનિનગ્રેડના મીઠા સંસ્મરણો યાદ કરતા મોડી રાત્રે આંખ મળી. સવારના આઠ વાગ્યાના સુમારે કલાનિન સ્ટેશન આવ્યું. સોવિયેત પ્રજાતંત્રના પ્રથમ પ્રમુખ કલાનિનનું બાવલું સ્ટેશન ઉપર મૂકેલું હતુ. સ્ટેશનમાં નાનકડો બગીચો હતો. શહેરમાંથી શાંતિ સમિતિના સભ્યો ફૂલ ગજરા સાથે સ્વાગત કરવા આવ્યા હતા. ટ્રેઇન થોડો વખત રોકાઈ. ચા પાણી, નાસ્તો લીધાં ને આગળ ચાલ્યાં. બંને બાજુ ખેતરો ધનધાન્યથી ઉભરાતાં હતાં. ખેતરની વચ્ચે કોઈ કોઈ ઠેકાણે મકાનો દેખાતાં હતા. વચ્ચે વચ્ચે નાનાં મોટાં ગામડાં આવતાં. ગ્રામજનોનાં ઘર લાકડાની બનાવટનાં હતાં. મકાનની બાજુમાં ઘાસનાં છાજવાળા ઢોર

અમને બતાવવામાં આવ્યો. આ પ્રદર્શનને તૈયાર કરતાં દશ વર્ષ લાગ્યાં હતાં. એ જોવા માટે દુનિયાભરના દરેક દેશમાંથી સેંકડો લોકો આવે છે, અને મહીનાઓ સુધી રોકાઈ પ્રદર્શન જુએ છે. અમે ઉપર ઉપરથી જોઈ તેનો આછો ખ્યાલ મેળવ્યો. રાત્રે ફરી જોવા ગયા. વીજળીના પ્રકાશમાં મંડપોની કળા કારીગરી ઓર દીપી ઉઠી હતી.

બાગ–બગીચા, હોજ–ફૂવારા, કુશળ શિલ્પીઓના હાથે તૈયાર થયેલી શિલ્પકૃતિઓ. ઠેકઠેકાણે મૂકેલી માનવીઓની આકૃતિઓ અને ફૂવારામાંથી નીકળતી તેજરેખાઓ, આપણે અલકાપુરીમાં વિહરતા હોઈએ એવો ભાસ કરાવતી હતી

સોવિયેટ સંઘના ૧૬ પ્રજાતંત્રોના ૧૬ મંડપો ઉપરાંત જળસિંચન, મશીનરી વગેરે યંત્રો, ઘેટાં, ગાયો, ઘોડાં વગેરે પ્રાણીઓ, પંચવર્ષિય યોજનાની પ્રગતિના આંકડાઓ અને તેના સાહિત્યના મંડપો એમ બધા મળીને નાના મોટા ૩૦૦ મંડપો ઊભા કરવામાં આવેલા છે. દરેક પ્રજાતંત્રે એકએકથી ચડિયાતા મંડપો બનાવવાનો પ્રયત્ન કર્યો છે. દરેકે પોતાના વિભાગમાં ભૂત, વર્તમાન અને ભાવિની પ્રગતિના આંકડા અને નકશાઓ આકર્ષક રીતે ગોઠવેલાં છે. દરેક વસ્તુ પદ્ધતિસર અને કલાત્મક રીતે ગોઠવેલી હતી.

અમે ત્રણ ચાર મંડપો જોયા—ઉપર ઉપરથી જોતાં પણ ચારેક કલાક થયા. એ ઉપરથી કલ્પના આવી શકે કે આખું પ્રદર્શન જોતાં કેટલા દિવસ જોઈએ ? અને એ કેટલું વિપુલ અને સમૃદ્ધ હશે ? એ પ્રદર્શન જોયા પછી અમને એવા સોવિયેટ પ્રદેશની, આંકડા, નકશા, અને નમૂનાઓમાં જોએલી પ્રગતિ નજરે નિહાળવાની તાલાવેલી જાગી. મોસ્કો શહેર જોઈ લીધા બાદ અમારે સોવિયેટના અંદરના ભાગમાં જવાનું હતું.

સોવિયેટ સરકારના મુખપત્ર 'પ્રવદા' નુ છાપખાનુ અમે જોવા ગયા. એકી સાથે બાર શહેરોમા તે છપાય છે. તેની ૩૦ લાખ નકલો તો માત્ર મોસ્કોમા જ છપાય છે. સોવિયેટનું એ મોટામા મોટુ પ્રેસ છે. ઓટોમેટિક મશીનથી કમ્પોઝીંગ થાય છે તમામ મશીનરી લેનિનગ્રેડમા બનાવેલી છે. દરેક ક્રિયા મશીનથી થાય છે. આપણે ત્યા કલકત્તા, મુબઈમા એ જાતના મશીનો છે. 'પ્રવદા' પ્રેસમાથી બીજા અનેક સામયિકો નીકળે છે. લગભગ ૫ હજાર માણસો ત્યા કામ કરે છે, જેમા અર્ધી જેટલી બહેનો છે. પગારનુ ધોરણ લગભગ સમાન છે. કમ્પોઝીટર, એન્જીનીઅર અને મશીનમેનને લગભગ ૧૫૦૦ રૂબલ મળે છે ડાયરેકટર, સપાદક અને મુખ્ય મેનેજરને ૨૫૦૦ રૂબલ, જ્યારે કેટલાક હોશિયાર કમ્પોઝીટરો ઉઘડ કામમા ૨॥ થી ૩ હજાર રૂબલ મેળવી શકે છે. સારા કમ્પોઝીટરો સાત કલાકમા ૭૫૦૦ હજાર ટાઇપ ગોઠવે છે. 'પ્રવદા'ના સંપાદક મડળ સાથે અમારો પરિચય કરાવવામા આવ્યો બાળકોના, સ્ત્રીઓના, ખાસ માસિકો ચલાવનારી બહેનો અહીં દેશની પ્રગતિ અર્થે રાત–દિવસ મહેનત કરે છે. 'પ્રવદા' એ સોવિયેટ સંઘની એક પ્રબળ શક્તિ છે.

સાજે અમે ટ્રેડ યુનિયનની વડી કચેરીની મુલાકાતે ગયા ટ્રેડ યુનિયનો સોવિયેટ પ્રજાસંઘના વહિવટમા અને અર્થકારણમા મહત્વનો ભાગ ભજવે છે. તેના સચાલકોનુ સ્થાન પ્રજામડળના પ્રધાનો જેટલું મહત્વનુ અને જવાબદારીભર્યું ગણાય છે.

ટ્રેડ યુનિયન એ બિનપક્ષીય સસ્થા છે. જુદી જુદી જાતના ૪૩ યુનિયનો એની સાથે જોડાયેલા છે. તેની કાર્યવાહક સમિતિ ૨૧ સભ્યોની બનેલી છે. જુદા જુના વિભાગના ૬ ચેરમેન છે. ટ્રેડયુનિયન હસ્તક સંખ્યાબધ હ્વ્યરસ હાઉસ ચાલે છે. દસ હજાર જેટલી કનમો છે, જ્યા નિષ્ણાતો દ્વારા ઉદ્યોગ ધંધાને લગતા

વ્યાખ્યાનો અપાય છે. યુનિયનનાં ૧૭ હજાર પુસ્તકાલયો છે. ૯ હજાર સિનેમાગૃહો છે. કામદારોને હવાફેર માટે હીલસ્ટેશન્સ ઉપર તથા ઐતિહાસિક અને સાંસ્કૃતિક સ્થળોના પ્રવાસો માટે યુનિયન તરફથી ૭૦ ટકા ખર્ચ આપવામાં આવે છે. ઝારના જમાનામાં જે સ્થળોએ માત્ર રાજકુંવરો, અમીર ઉમરાવો ને ધનપતિઓ જઈ શકતા તે સ્થળોએ આજે મજૂરો, ખેડૂતો, સિપાઈઓ અને સમગ્ર જનતા સહેલાઈથી જઈ શકે છે. ટ્રેડયુનિયન હસ્તક ચાલતા મજૂરોના કામદારોનું સ્પેશીઅલ ઇન્સ્યુરન્સ બજેટ સને ૧૯૫૫માં ૨૪,૪૦,૦૦૦ મીલીઅન્સ રૂબલનું હતું. કામદારોનાં મકાનોની વ્યવસ્થા યુનીઅન કરે છે. કામદારોનું કાર્ય, આરોગ્યગૃહ, રેસ્ટ હાઉસ, જમવાની વ્યવસ્થા, લોન્ડ્રી વગેરે તમામ યુનીઅન મંભાળે છે. કામદારોને માટે હજારો રાત્રિશાળાઓ યુનીઅન ચલાવે છે. કામદારોનાં બાળકોને માધ્યમિક શિક્ષણ મફત અપાય છે. પ્રધાનો, ડાયરેકટરો, મોટા અધિકારીઓ ટ્રેડ યુનીઅનના સભ્યો હોય છે. ટ્રેડ યુનીઅનની વાર્ષિક આવક ૪ કરોડ રૂબલ છે. યુનીઅનના સભ્યપદનું લવાજમ પગારનો એક ટકો છે. સ્ટેટ ફાર્મ ઉપર ૫૦ લાખ કામદારો કામ કરી રહ્યા છે, જેમાંના ૯૦ ટકા ટ્રેડ યુનીઅનના સભ્યો છે. ટ્રેડ યુનીઅનની પ્રગતિનો આંક નીચેના આંકડા ઉપરથી આવી શકે છે.

૧૯૩૦ કરતાં ૧૯૪૦ માં ૧૩ ગણી અને ૧૯૪૦ કરતાં ૧૯૫૧ માં ૨૭ ગણી આર્થિક પ્રગતિ નોંધાઈ છે. સોવિએતમાં બધી ક્રિયાઓ યોજનાબદ્ધ રીતે થાય છે. જેને ભારે કામ કરવાનું હોય છે તેને ઓછા કલાક કામ કરવાનું હોય છે. કામદારોનું કામ, વેતન, બોનસ, રજાઓ વગેરે તમામ બાબતોનાં જુદાં જુદાં કમિશનો હોય છે.

વેઇજીઝ કમિશન, સોશિયલ વેલ્ફેર કમિશન, લેબર પ્રોટેક્ષન કમિશન, માસ કલ્ચરલ કમિશન, ટ્રેડ યુનિયનનો સંપર્ક રાખીને

દરેક વિભાગ વાર કામ ચાલે છે. સોવિયેટ અર્થકારણમાં ટ્રેડ યુનિયન એ કરોડરજ્જુ સમાન છે.

યુનિવર્સિટીનું ભવ્ય મકાન બહારથી જોયેલું હતું. બીજે દિવસે અંદરથી જોવા ગયાં, નવુ મકાન ૧૯૪૯થી ૧૯૫૩માં પૂરૂં થયું. આસપાસ સુંદર બાગબગીચા વચ્ચે ટેકરી ઉપર બત્રીસ માળનુ મકાન, ૬ હજાર ઓરડાઓ ને ૨૨ હજાર વિદ્યાર્થીઓ ત્યાં ભણે છે. ૨૫૦૦ શિક્ષકો છે. ઉચ્ચ શિક્ષણમાં પણ ૫૧% બહેનો અને ૪૯% ભાઈઓ છે. પ્રોફેસરો રોજના ૬ કલાક (અઠવાડિયે ૩૬ કલાક) કામ કરે છે. યુનિવર્સિટીના પુસ્તકાલયમાં ૫૦ લાખ પુસ્તકો છે, જેનો લાભ દરેક વર્ગના લોકો લે છે. એક વિભાગ લેનિનના પુસ્તકોનો ખાસ રાખવામાં આવ્યો છે. લીફ્ટમાં બેસીને અમે ૨૪ મે માળે ગયા. લીફ્ટ એટલી ઝડપી હતી કે આંખ મીંચીને ઉઘાડીએ એટલીવારમાં ત્યાં પહોંચી ગયા. ૨૪ માં માળની અગાશી ઉપરથી મોસ્કો શહેરનો દેખાવ અત્યંત રમણીય લાગતો હતો. માટલોમાં પથરાયેલું વિરાટ નગર, વચ્ચે વહી જતી મોસ્કો નદી, વિશાળ રાજમાર્ગો, દૂર દૂર દેખાતાં હવાઈ મથકો, દરમાંથી સર્પ નીકળે તેમ જમીનમાંથી બહાર નીકળતી ભૂગર્ભ રેલ્વેઓ. આ બધો દેખાવ મનોરમ હતો. યુનિવર્સિટીના ઉપરના ખંડમાં દેશ વિદેશની નાનકડી ચીજોનું સંગ્રહસ્થાન હતું. તેમાં પુણી ને તકલી, ભગવદ્ ગીતા, તાડપત્રો. ગાંધીગ્રામ જોયાં. પંડિત નહેરૂનું ડીસ્કવરી ઓફ ઇન્ડીઆ પણ જોયું, જેમાં તેમની તાજેતરની મુલાકાત વખતે સહી લીધેલી હતી. યુનિવર્સિટીની સાથે એક મોટો ન્હાવાનો હોજ હતો તેમાં યુવક યુવતીઓ તરતાં હતાં, કૂદકા મારતાં, લંડરથી તરતાં અને ડૂબકી દાવ રમતાં હતાં. યુનિવર્સિટીનાં એ કુમાર કુમારીકાઓનાં શરીર કસાયેલાં, તંદુરસ્ત અને પ્રફુલ્લ હતાં. યુનિવર્સિટી જોઇને અમે શહેરમાં પાછાં ફર્યાં.

મોસ્કો રશિયાના સમુદ્રોથી દૂર અને વિખૂટું પડેલું હતું. તેને સમુદ્રો સાથે જોડવા માટે મોસ્કો નદીથી વોલ્ગા સુધી નહેર બનાવવામાં આવી છે. ક્રાંતિ પછીનું એ એક ભગીરથ કામ ગણાય છે. ૧૨૮ કિલોમિટર લાંબી એ નહેર દુનિયાની મોટી નહેરમાંની એક છે. એ સમૂહશ્રમથી નિર્માણ કરવામાં આવી છે. એની ઉંડાઈ વધુમાં વધુ ૨૮ અને ઓછામાં ઓછી પાા મીટર છે. પહોળાઈ વધુમાં વધુ ૧૦ કિલોમિટર અને ઓછામાં ઓછી ૮૫½ મિટર છે. નહેરમાં ૫ હજાર ટન સુધીનાં જહાજો આવી જઈ શકે છે. આસપાસના ગામડાંઓને નહેરોદ્વારા પાણી આપવામાં આવે છે. ઉપરાંત ૮ હાઇડ્રો ઇલેક્ટ્રિક સ્ટેશનો બાંધવામાં આવ્યાં છે. નહેર પર ૭ રેલ્વે બ્રીજ, ૧૨ વાહન વ્યવહારના પુલ અને બે ટનલો બાંધવામાં આવ્યાં છે. આ નહેરથી મોસ્કોને વોલ્ગા સાથે જોડતાં રશિયાના પાંચ સમુદ્રો બાલ્ટિક, વ્હાઇટ, કાસ્પીઅન, બ્લેક, અને આઝોક સેંકડો માઇલ દૂર હોવા છતાં મોસ્કો બંદર બની ગયું. આ નહેરની પાછળ ૨૦ મિલિયન રૂબલનું ખર્ચ થયું. તેને બાંધતાં ૪ વર્ષ ૮ માસ લાગ્યાં, જ્યારે સુએઝને ૧૦ અને પનામાને ૨૫ વર્ષ લાગેલાં હતાં.

એક સાંજે અમે મારકોની ભૂગર્ભ રેલ્વે જોવા ગયાં. જમીનની અંદર ૧૦૪ ફીટ નીચે રેલ્વે બાંધવામાં આવેલ છે. નીચે જવા તથા ઉપર આવવા માટે વિજળીથી ઓટોમેટિક ચાલતા દાદર રાખવામાં આવ્યા છે. દર દોઢ મિનિટે ટ્રેઈન આવે છે. અંદર ગયા પછી ૨૫ કોપેકમાં નીચેના ભાગમાં જેટલું ફરવું હોય તેટલું ફરી શકાય છે. ભૂગર્ભના સ્ટેશનોમાં ભીંતો ઉપર ઉત્તમ ચિત્રકળાના નમૂનાઓ દ્રષ્ટીગોચર થાય છે. અમે કલાકેક ફર્યાં. નીચે ટ્રેઈનમાં જતાં આવતાં ખૂબ મજા પડી. ભૂગર્ભમાં રેલ્વે, એ રશિયાની વિશિષ્ટતા ગણાય છે. લંડન કરતાં આ ભૂગર્ભ રેલ્વે કેટલીક રીતે ચડિયાતી પણ મનાય છે.

જેને વિષે દેશ વિદેશમાં અનેક કલ્પનાઓ અને અટકળો ચાલતી હતી, અને અમે પણ જે જોવા માટે ઈંતેજાર હતા તે ક્રેમલિન જોવા એક સવારે અમે જઇ પહોંચ્યા. મોસ્કો નદીને કિનારે ઉભેલો એ ભવ્ય કિલ્લો આપણા દિલ્હીના યમુના તીરે ઉભેલા લાલ કિલ્લાની યાદ આપતો હતો. ઈ. સ. ૧૬૦૦ માં એ બંધાયેલો. ઝારના જમાનામાં અનેક રાજદ્રોહી માણસોને એ કિલ્લાની દિવાલો પાછળ ગારદ કરવામા આવેલા. વિપ્લવ પછી ક્રાંતિના વિરોધીઓને આ દિવાલો પાછળ સદાને માટે બંધ થવું પડેલું, અને તેને લીધે જગતમાં અનેક પ્રકારની વાતો દંત કથાઓની પેઠે વહેતી થયેલી.

અમે ક્રેમલિનમા દાખલ થયા. વિશાળ ચોગાનમાં થઇને સંગ્રહસ્થાન જોવા ગયાં. આ સંગ્રહસ્થાનમાં પ્રાચીન સમયની અનેક વસ્તુઓ, ખાસ કરીને રાજ્ય વંશની ઉત્તમ કળાકારીગરીની ચીજો રાખવામાં આવી છે. જૂનાં હથિયારો, રથ, હાથી, ઘોડા, સિંહાસન, વગેરે અનેક વસ્તુઓ જોઈ તેમાં એક સોનાની ટ્રેઈન હતી, જેમાં પુરૂષનો ડબ્બો, સ્ત્રીનો ડબ્બો, રેસ્ટોરંટ કાર વગેરે દર્શાવેલ છે. બારિક સદ સામગ્રી દર્શાવતું વહાણ, મોટામાં મોટો કાચપથ્થર, અને એક પ્રાચીન ઘડિયાળ, હાથીની અંબાડી ઉપર મૂકેલું છે. હાથી માથું અને આંખો હલાવે તેમ ટકોરા વાગે. કમાન સિવાય બધા ભાગો લાકડાના બનાવેલા છે. એક ઘડિયાળ એવું હતું કે ચાલે ત્યારે એની આસપાસ સૂર્ય જેવો પ્રકાશ ફેલાય. દર પાંચ મિનિટે મધર ઇગલના મોઢામાંથી ચાઇલ્ડ ઇગલના મોઢામા વસ્તુ પડે અને દર ત્રણ કલાકે બારણા ખુલે અને ઝરણા જેવો પ્રકાશ રેલાય. જાપાન તરફથી ભેટ મળેલ ઇગલ ( ગરૂડ ) જેનાં હાથીદાંતનાં પીછાં છૂટા કરવાં હોય ત્યારે છૂટાં થઇ શકે અને

ઉઘાડીને વાતો કરશે. કમ્મરથી સ્હેજ ઉંચે સુધી કપડું ઓઢાડેલું હતું. બન્ને હાથ બાજુમાં રાખેલાં હતા. કોટ, ખમીસ અને નેકટાઈ એની હંમેશની ઢબે પહેરાવેલાં હતાં. અમે સ્થિર-અનિમેષ નજરે નીરખતાં ધીમે પગલે બાજુમાંથી પસાર થયાં. લેનિનની બાજુમાંજ સ્ટેલીન ચિરનિદ્રામાં પોઢેલો હતો. અમે બન્ને મહાપુરુષોને નમન કરી બહાર નીકળ્યા. બગીચામાં થઈને ક્રેમલિનની દિવાલ પાસેની કેડી ઉપર ચાલતાં અમે અમારી બસ ઉપર પહોંચ્યાં. લાંબા વખત સુધી અમારા મન ઉપર એ સમાધિસ્થાનનાં દર્શનની અસર ચાલુ રહી.

મોસ્કોનું મોટામાં મોટું પુસ્તકાલય લેનિન પુસ્તકાલય છે. તેમાં ૧ કરોડ ૮૦ લાખ પુસ્તકો છે. એક ખંડમાંથી બીજા ખંડમાં પુસ્તકો ઓટોમેટિક સાધનદ્વારા મોકલી શકાય છે. આબાલવૃદ્ધ સહુ તેનો લાભ ઉઠાવે છે.

મોસ્કોમાં અનેક રંજન કાર્યક્રમો અમે જોયાં તેમાં 'પપેટ શો' એક નવીન ભાત પાડનારી વસ્તુ હતી. એમાં માણસને બદલે ઢીંગલી જેવાં, નાનાં નહીં તેમજ માણસ જેવાં મોટાં નહીં એવાં મધ્યમ કદના પપેટ બનાવેલાં હોય છે. આ 'પપેટ' એવી રીતે બનાવેલાં હોય છે કે એની આંખો હલે, મોઢું, હોઠ વાત કરે એવી રીતે ચાલે. હાથ પગ એ બધાનું ચાલન બહુજ કુશળતા પૂર્વક કરેલું હોય છે.

આ 'પપેટ' નાચે, કૂદે, બોલે, પિયાનો વગાડે, સરકસના જાદુના ખેલ બતાવે. આપણે ત્યાં ઢીંગલીઓના ખેલ બતાવે છે, પણ એ નાના કદની અને અબોલ હોય છે. જ્યારે અમે ત્યાં જોયેલા તે લગભગ માણસ જેવુંજ કામ કરે છે.

મોસ્કોમાં લેખકો, કવિઓ, ચિત્રકારો અને સંગીતકારોનું મિલન ગોઠવ્યું હતું. લેનિનગ્રેડમાં પણ અમે લેખકો અને

કવિઓને મળેલા. આજના સોવિયેટ સ ઘોને રશિયાના પૂનર્ઘટનાના કાર્યમા આ કલાકારો ભારે અગત્યને સાથ આપી રહ્યા છે. સાંસ્કૃતિક ક્ષેત્રે, તેમજ સામાજીક અને આર્થિક ક્ષેત્રમા પણ સમૂળી ક્રાન્તિ કરવામા તેઓ અગત્યનો ભાગ ભજવે છે. અમે તેમની સાથે વિચાર વિનિમય કર્યો. રશિયામા ખેડૂતો, મજુરો અને અન્ય ધંધાદારીઓ કરતા આ કલાકારોનું મહત્વ ઘણું ભારે છે, અને તે પ્રમાણે કાવ્ય અને લેખનના પુરસ્કારનું ધોરણ પણ ઘણું ઉંચુ હોય છે.

મોસ્કોમા અમે એક વસ્તુ ભંડાર જોવા ગયા એક મહોલ્લા જેટલો લાંબો અને પહોળો એ ભંડાર હતો. જરૂરીઆતની લગભગ દરેક વસ્તુ ત્યા મળતી હતી. દરેક વસ્તુના ભાવ નિયત કરેલા હતા. દર કલાકે ૨૦ હજાર ગ્રાહકો ખરીદ કરી શકે છે એવો અંદાજ છે.



સોવિયેત રશિયાની જમીનનો વિસ્તાર પૂર્વ યૂરોપ, ઉત્તર એશિયા અને મધ્ય એશિયામા આવેલો છે. તેની સરહદે નોર્વે, ફીનલાન્ડ, પોલાન્ડ, ઝેકોસ્લોવેકિયા, રૂમાનિયા, તુર્કી, ઇરાન, અફગાનિસ્તાન, મોંગોલિયા, ચીન અને કોરિયા આવેલા છે. ૨,૨૩,૬૩,૦૦ ચોરસ કીલોમીટર તેનો વિસ્તાર છે.



# એ મિલકત મારી નથી

[ ૧૩ ]

જ્યાં સમાજની મિલ્કત
પોતીકી ગણી જુવાનો
કામ કરે છે.

સોવિયેત રશિયામાં અમારે ઘણું જોવાનું હતું, ઘણું જાણવાનું હતુ. પગે ચાલીને ફરીએ, મરણ પડે ત્યાં જઈએ તો આ થોડા દિવસમાં કેટલું જોઈ જાણી શકીએ ? નિવારણ રવાને અમારી પાસે યોજના આવી. બીજે દિવસે સવારે ત્રણ મંડળો પડી જશે. કોને ક્યાં જવું છે તે જણાવવું. ભારતીય પ્રતિનિધિઓમાં લેખકો, પત્રકારો, ડૉક્ટરો, વકીલો, શિક્ષકો, કાર્યકરો, કલાકારો અને વેપારીઓ પણ હતા. જેને જે જે વિષયમાં રસ હોય તે બતાવવાની ગોઠવણ કરી આપવામાં આવતી હતી. સાથે અનુવાદક પણ આપવામાં આવતા હતા. લેનિનગ્રેડથી જ આ પ્રથા શરૂ થઈ. વિદ્યાર્થીઓના પાયોનિયર કૅંપ, લેખકો, શિક્ષકોનાં મકાનો, કલ્ચરલ ગાર્ડન, કારખાનાંઓ, સંગ્રહસ્થાનો, અને ઐતિહાસિક સ્થળો બતાવવાનાં હતા. જુદે જુદે સ્થળે લઈ જનાર ત્રણથી ચાર બસ સવારે અને સાંજે બહાર રાખવામા આવતી હતી. તેના નંબર નિયત કરવામાં આવતા હતા. સહુ પોતપોતાની પસંદગીનાં નામ આપી દેતા. આથી જે બધું જ જાણવાની ધારણા ધરાવતાં તે બધુ જ પ્રત્યક્ષ જાણી ન શકતા.

પરંતુ બારતમાં એવું કહેવામાં આવતું કે તમારે જે જોવું હશે તે નહિ બતાવે. સાચી માહિતી આપવામાં નહિ આવે. લોખંડી પડદા નીચેનું કંઈ જ જાણવા નહિ મળે. તમે તસ્વીરો નહિ લઈ શકો. અમે અમારી માગણી મૂકતાં ગયાં, તે તે વસ્તુ જોવાની સગવડતા મળતી ગઈ. ગોધા સવાલ જવાબને પૂરતો અવકાશ હતો.

લેનિનગ્રેડમાં અમે શિક્ષકોનાં મકાન જોયાં, પાયોનિયર કેંપ જોયા, કારખાનાં જોયાં, સંગ્રહસ્થાનો જોયાં, સીટી સોવિયેતમાં જઈ પ્રશ્નોની ઝડીઓ વરસાવી, કલાગૃહો અને થિયેટરો જોયાં, નિરંકુશ રીતે તસ્વીરો યે લીધી.

રખડુની જેમ અનુવાદકની સહાય વિના રસ્તા ઉપર ફર્યાં. રસ્તાની ભાષાની પ્રાથમિક તૈયારી તરીકે રશિયન ભાષાનાં કેટલાંક વાક્યો પણ અમે શીખી લીધાં હતાં. અમારા રશિયન ભાષાના આ અણઘડ અભ્યાસને કારણે અમે છબરડા પણ વાળ્યા. જ્યારે રસ્તા ઉપર કોઇ મળી જાય અને અમે કહીએ કે 'યા લુબીયમ રૂસ્કી', ( એટલે અમને રશિયન ગમે છે. ) ત્યારે એકઠાં થયેલાં લોકો અમારી રશિયન ભાષાથી ખુશખુશાલ થઈ જતાં હતાં. એકવાર ખેતીવાડીનું વિશાળ સંગ્રહસ્થાન જોવા જતાં રસ્તામાં વીસપચીસ નરનારીઓ અને બાળકો અમને જોઇને દોડી આવ્યાં. અમે પૂછ્યું 'ગોવોરી ચિલીવી પો ઈન્ડુસ્કી' ( તમે હિન્દી જાણો છો ? ) જવાબમાં 'ન્યેન્યેત' (ના). એ પછી એમણે સામેથી પૂછ્યું 'ગોવોરી પો રૂસ્કી' અને અમે કહ્યું 'ના'. આમ છતાં એમણે માન્યું નહિ અને અમારી સાથે રશિયન ભાષામાં વાતચીતની ઝડીઓ વરસાવી.

આ રશિયન ભાષા અમને ભાષાશાસ્ત્રીની દૃષ્ટિએ ઉપયોગી નહોતી થઇ પડી, લોકોના પ્રશ્નો સમજવા માટે પણ અમને મદદગાર

નહોતી પરંતુ એમનીજ ભાષા બોલતા ભારતીયોને જોઇને રશિયન પ્રજા અમારા તરફ ભાઇ જેવું વહાલ ઉભરાવતી હતી.

અમને ખબર હતી કે દેશમાં સોવિયેટ યુનિયન માટે ભાતભાતના ખ્યાલો છે. સોવિયેટ યુનિયન આખું એક કેદખાનું છે એવો પણ એક ખ્યાલ પ્રવર્તે છે. આ દેશમાં ગરીબાઇ છે, જીવન જરૂરિઆતની ખેંચ છે, લોકોને પૂરતું મળતું નથી, અસમાનતા છે, શું બોલવું અને શું લખવું એના પર જાપ્તો છે, ધર્મ ઉપર પ્રતિબંધ છે, ટ્રેનમાં અને મોટરમાં મફત મુસાફરી કરવાની હોય છે, લોજમાં મફત ખાવાનું મળે છે, દરજી મફત કપડાં સીવી આપે છે, હજામ મફત હજામત કરે છે, કારખાનાંમાં નફો થાય એ મજૂરો વહેંચી લ્યે છે વગેરે અનેક ખ્યાલોથી અનેક વ્યક્તિઓ ભરપૂર હતી અને અમને ખબર હતી કે ભારતમાં અમારે આ પ્રશ્નોના જવાબ સાથે જવાનું છે; એટલે અમે આગેવાનોને મળ્યા અને કોઇની આગેવાની વિના લોકોને પણ મળ્યા.

જ્યારે ફીન્લેન્ડની ધરતી વટાવી સોવિયેત ભૂમિ આવી ત્યારે અનેક પ્રશ્નો કરવાની ઇચ્છા થઇ, પણ જવાબ આપનાર કોઇ કેબીનમાં હતું નહિ.

લેનિનગ્રેડમા શહેર જોવા નીકળ્યા. હારબંધ વિશાળ મકાનો ઉભાં હતાં. અમારા અનુવાદકને પૂછ્યું : "આ કોનાં મકાન ?"

'સરકારી.'

જરા આગળ ગયા. વસવાટનાં મકાનો આવ્યાં. અમે પૂછ્યુ "આ મકાનો કોની માલિકીનાં છે?'

જવાબ : 'મ્યુનિસિપાલીટીનાં.'

અમે અનુવાદકને પૂછ્યું : 'તમારું મકાન ક્યાં છે?'

તો એક સ્ટ્રીટનું નામ આપ્યું.

'તમારી માલિકીનું છે?'

અને એ હસી પડ્યો. લેનિનગ્રેડમાં તમે જેટલાં મકાનો જુઓ તેમાં એક પણ ખાનગી માલિકીનું નથી.

આવું જ મોસ્કોમાં હતું. શહેરોમાં અંગત માલિકીનું મકાન એકે નહોતું. મોસ્કોની રેસ્ટોરાંમાં બેઠા બેઠા એક વિદ્વાન બહેનની આવકની વાત નીકળી. તેમને પૂછ્યું : 'તમને શું પગાર મળે છે?' તો કહે 'માસિક ૨૦૦૦ રૂપીઆ.'

'બીજી આવક ખરી?'

'હા. રેડિયો નાટકમાંથી પણ થોડું ઘણું મળે છે.'

'કેટલું મળે છે?'

'બધું થઈને મારા અધિકારીને મળે છે તેનાથી સવાયું.'

'એ પૈસાને શું કરો?'

'બેંકમાં જમા કરીએ.'

'સરકાર ક્યાં સુધી બેંકમાં રહેવા દે?'

'ગમે તેવડી રકમ બેંકમાં જમા કરાવી શકાય, સરકારને તેની સાથે નિસ્બત નથી.'

'તો તો બેંકમાં ખૂબ મોટી રકમ થતી હશે!'

અને એ બહેન અમારા પ્રશ્નના ગાંડપણ સામે ખડખડાટ હસી પડ્યાં. અમે આશ્ચર્યથી એમની સામે જોઈ રહ્યા.

એ બહેને મજાકમાં કહ્યું : 'પૈસા એકઠા કરીને અમે શું કરીએ?'

'ખપ લાગે ને ?'

'શેમાં ખપ લાગે ? અમે કદી બેકાર બનીએ નહિ. સરકાર કામ આપવા બંધાયેલી છે. જ્યાં કામ કરીએ છીએ તે લોકો અમને મકાન પૂરાં પાડે છે. માંદા પડીએ તો વિના ખર્ચે વૈદકીય સારવાર મળે છે. સામાજિક વિમાનાં પ્રિમિયમ સરકાર તરફથી ભરપાઈ થાય છે. સ્કૂલની કેળવણીનું કાંઈ ખર્ચ હોતું નથી. અડત્તા પગારે રજાઓ મળે છે, વૃદ્ધાવસ્થામાં પેન્સન મળે છે. વૃદ્ધાલય પણ હોય છે. લગ્નવરામા કંઈ ખર્ચ હોતાં નથી. તો પછી પૈસા કોના માટે બેંકમાં જમા રાખીએ ?'

'પૈસા વધે તેનું શું કરો ?'

'શું કરો ? બહુ તો ગામડાંમા એક સમર હાઉસ લઇએ. મોટર વસાવીએ.'

'એ ખાનગી રીતે વસાવી શકાય ?'

'હા, સમર હાઉસ અમે ખાનગી વસાવી શકીએ. મકાનમાં રેડિયો અને ફરનીચર પર પણ અમારી માલિકી. બેંકમાં જે રકમ જમા હોય તેની માલિકી પણ અમારી. પરંતુ ,એના કરતાં જાહેરમાં રેસ્ટ હાઉસ, રમત ગમતના સ્ટેડિયમ અને બીજી જાહેર સવલતો એટલા મોટા પ્રમાણમાં હોય છે કે અમારી અંગત સગવડો કાંઈ વિસાતમાં નથી'

ટરબાઇન ફેક્ટરી જોઈ. મોસ્કોમાં ભૂગર્ભરેલ્વે જોઇ. આ બધું સરકારની માલિકીનું. પણ ઉત્પાદનનાં સાધનો ઉપર તો સરકાર નિયમન રાખે જ ને '

ક્રિરોવ થિયેટરમાં બેલે જોયું. ઓપનએર થિયેટરમાં કેટલાંક દૃશ્યો જોયાં. કિવ અને સ્તાલિનાબાદમાં ચલચિત્રો જોયાં. આ બધું કોણ ચલાવે છે એમ અમે પૂછ્યું.

આપણા સાર્વજનિક કુવાની ગરગડી કેટલાય દિવસથી કિચૂડ કિચૂડ રડયા કરે છે. કહે છે મારૂં તેલ ખૂટી ગયું છે, હું ઘસારાના તાપથી બળી મરૂં છું, મને કોઇક છાંટો તેલ તો ઉંગો! તમે મારૂં રડવું કાને નહિ ધરો તો એક દિવસ કોઇને કહ્યા વિના હું ઘસાઇ ઘસાઇને કુવામાંજ પડતું મૂકીશ.



ગામની પરબડી જાહેરની : એટલે એ કોઇની નહિ એનો થાંભલો પડું પડું થયો હોય તો પણ એના સામે કોણ જુએ?

ગામનું તળાવ જાહેરનું : એના ઓવારા પર ગાળ ભરાઇને કાદવ કીચડ કે કચરો થાય છતાં એ કાઢવાનું કામ કોણ કરે?

આ સ્થિતિ આજે આપણાં જાહેર સ્થળો, જાહેર ચીજો તથા જાહેર કામોની થઈ ગઇ છે."

જ્યારે સોવિએત યુનિયનમાં બધી જ વસ્તુનું સરકાર સંચાલન કરે અને તેની યોજના મુજબ બધું ચાલ્યે જાય. લોકો કામ કરે. આળસ મરડે નહિ. આ બધું ચાલે છે કઈ રીતે? આ કોણ ચલાવે છે? આ સરકાર શું છે? કોઇએ કહ્યું કે તેનો જવાબ તમને "ટ્રેડ યુનિયન" વાળા આપશે.

જુલાઈની ૮ મી તારીખની એ બપોર હતી. મોસ્કોમાં આવેલા મધ્યસ્થ ટ્રેડ યુનિયનમંડળનું વિશાળ મકાન હતું. તેની જુદી જુદી શાખાના હોદ્દેદારો હાજર હતા. સોવિયેત યુનિયનના બધા વ્યવસાયની જવાબદારી આ ટ્રેડ યુનિયનો છે. વ્યવસાયનું સંચાલન આ મંડળ દ્વારા થાય છે.

જેને સરકાર કહેતા હતા તેના પર્યાય તરીકે આ મંડળો કહી શકીએ. મોસ્કોની યુક્રેઇના હોટેલમાં જે હજામ બહેનોએ

હજામત કરી તેને અને સરકારને શી નિસ્બત? એક હજામતના બે રૂપીઆ લે તો આ રકમ પોતાની પાસે નહિ રાખતાં કોને આપે? તેની વ્યવસ્થા શી રીતે ને કોણ કરે?

યુનિયનના સંચાલક તરફથી ખુલાસા મળતા હતા. જે વ્યવસાયમાં કામદારો હોય તે પોતાના મંડળો રચે છે. આ મંડળો તેમના વ્યવસાયનું સંચાલન કરે છે. સરકારની સાથે તેનું ઉત્પાદન, કામના કલાક, મજૂરોનું વેતન, તેમનું પેન્શન, બાળકોના અભ્યાસની વ્યવસ્થા, રહેવાનાં મકાન, અને બીજી સવલતો અંગે કરારો થયા હોય છે. તેના વિકાસની ગતિ પણ નક્કી કરવામાં આવી હોય છે, એટલે હજામ, ધોબી કે કાપડના વ્યવસાયમાં કોઈ સરકારી પગારદાર નોકર આવીને એની વ્યવસ્થા નથી કરી આપતો, પણ જેના પરસેવાથી એ વ્યવસાય ચાલે છે તેના પ્રતિનિધિઓ જ તેનું સંચાલન કરે છે, પણ તેમાં સરકારના પ્રતિનિધિ તરીકે ડીરેકટર હોય છે, જે સરકારી યોજના મુજબ બધું થાય છે, તેનું ધ્યાન રાખે છે, અને સરકાર તથા કામદારોની કડી બનીને રહે છે.

દરેક વ્યવસાયનું અલગ મંડળ હોય છે જ તેમ નથી હોતું. દાખલા તરીકે ધોબી, હજામ અને ગટરના કામમાં રોકાયેલાઓનું એક ટ્રેઇડ યુનિયન હોય છે. ઝાડુવાળાઓનું એક અલગ ટ્રેઈડ યુનિયન હોય છે. કાપડનાં કારખાનાંઓનું અલગ ટ્રેઇડ યુનિયન. તેવી રીતે રાજ્યના જુદા જુદા વ્યવસાયોના ટ્રેઇડ યુનિયનો હોય છે.

ટ્રેઈડ યુનિયનની આ વડી કચેરી હતી. રાજ્યના વહીવટમાં અને રાજ્યના અર્થકારણ ઉપર આ યુનિયન મહત્ત્વનો ભાગ ભજવે છે. ટ્રેઇડ યુનિયન બીનપક્ષીય સંસ્થા છે તેમ કહેવામાં આવ્યું.

જવાબ : ધારો કે ગ્લાસના એક કારખાનામાં એક મજૂર તેની પાળીમાં ૩૦ ગ્લાસ પેદા કરી શકતો હોય. તેટલી તેની શક્તિ હોય. તે મુજબ એક ગ્લાસનો એક રૂબલ ઠરાવ્યો હોય, તો ૩૦ ગ્લાસ સાંજ પડ્યે બનાવીને ૩૦ રૂબલ મેળવે. જો તે કાર્યદક્ષતા અને મહેનતથી ૩૦ થી વધુ ગ્લાસ પેદા કરે તો ૩૦ ઉપર વધુ જેટલા ગ્લાસ પેદા કરે તેના ઉપર તેને દોઢી રકમ મળે, એટલે કે દોઢ રૂબલ મળે. તેથી તે હંમેશા વધુ પેદા કરવાની અને વધુ રકમ મેળવવાની કોશીશ કરવાનો.

પ્રશ્ન : " આ પદ્ધતિએ દેશની આવકને શી અસર પહોંચી છે ?"

જવાબ : ૧૯૧૩ થી ૧૯૪૦ સુધીમાં રાષ્ટ્રની ૧૩ ટકા આવક વધી. ૧૯૪૭થી ૧૯૫૧ સુધીમાં રાષ્ટ્રની ૨૭ ટકા આવક વધી છે. ૧૯૫૧ થી ૧૯૫૫ સુધીમાં રાષ્ટ્રની ૬૦ ટકા આવક વધી છે.

પ્રશ્ન : " કામદારોને નફામાં ભાગીદારી કેટલી મળે છે ? "

જવાબ : " મુડીવાદી દેશો જેવું બોનસનું ધોરણ અહીંઆ નથી. અહીં ખાનગી માલિકી નથી, એટલે ખાનગી નફો નથી. નફામાં ભાગીદારી હોતી નથી.

પ્રશ્ન : દરમાયાનું ધોરણ જણાવશો ? "

જવાબ : અમારે ત્યાં દરમાયાનું પણ આયોજન થાય છે. તેના આઠ વિભાગ પાડવામાં આવ્યા છે. ભારે ઉદ્યોગોમાં વધુ દરમાયો મળે છે. હળવા કામમાં ઓછો દરમાયો મળે છે. ખાણ ઉપર કામ કરવું, યંત્રો બનાવવાં, તેલ કાઢવાના કામ ઉપર રોકાવું તે ભારે કામ ગણાય છે.

પ્રશ્ન : " પેન્સન આપવામાં આવે છે ? "

જવાબ : " હા, જી. ભારે ઉદ્યોગોમાં ૨૫ વર્ષ કામ કરનારને ૫૦ વર્ષે પેન્સન મળે છે, અને હળવા ઉદ્યોગમાં ૨૫ વર્ષ સુધી કામ કરનારને ૫૫ વર્ષે પેન્સન આપવામાં આવે છે. કેટલાક કિસ્સામાં ૬૦ વર્ષ પણ હોય છે.

પ્રશ્ન : " કેટલું પેન્શન આપવામા આવે છે ? "

જવાબ : " મળતા દરમાયાના ૫૦ ટકા "

ટ્રેડ્ યુનિયનના ચેરમેનો એક પછી એક ઊભા થઇને જવાબ આપતા હતા. પગાર બાબત એક જવાબ આપે, વિમા બાબત બીજા ચેરમેન જવાબ દે. કામના કલાક અને નીતિના પ્રશ્નોની ત્રીજા ચેરમેન છણાવટ કરે. અમારી પ્રશ્નોત્તરી અટપટી હતી, કેટલીક પ્રાથમિક પણ હતી, છતાં ખૂબ ધીરજથી સતત અઢી કલાક જવાબો અપાયા, જરા પણ થાક્યા વિના.

અને અમે વિદાય લીધી.

સમાજવાદી રચના કેમ ચાલે છે તેનું દર્શન સ્પષ્ટ થયું. પરંતુ સીતમ મોંઘવારી અમારા મનમાં કેમે ય બેસતી નહોતી. ભારતમાં નારંગી લેવા જઇએ તો મજાની બે આનાની મળે. અહીંઆ એક સ્ટોલમાં તેની કિંમત લખેલી હતી ચાર રૂપિયા. ( ત્યા કિંમત રૂબલમાં લખેલી હતી. ભારતના રૂપિયા ૧૧૫–૮–૦ બરાબર ૧૦૦રૂબલ ગણાય છે. ૧ પાઉન્ડ બરાબર ૧૨ રૂબલ ગણવામાં આવે છે. એટલે અહીંઆ રૂબલના બદલે રૂપિયાની અંદાજી ગણત્રી કરવામાં આવેલ છે, જેથી વાંચનારને તેનો તાત્કાલિક ખ્યાલ આવે). તરસ લાગે અને પાણી જડે નહિ. પૈસા ખરચી બજારમાં જો લેવા જઇએ તો પાણીના બદલે રૂા. ૧–૨–૬માં સોડાની બાટલી પીવા મળે.

| | | |
|---|---|---|
| મોટી કોલેજના પ્રિન્સિપાલ | ૯૦૦૦ | ૧૦૩૯૫-૦-૦ |
| શિક્ષક | ૧૦૦૦ થી ૩૦૦૦/ | ૧૧૫૫-૦-૦ થી ૩૪૬૫-૦-૦ |
| પ્રોફેસર | ૧૫૦૦ થી ૨૫૦૦/ | ૧૭૩૨-૮-૦ થી ૨૮૮૭-૮-૦ |
| સામાન્ય મજૂર | ૬૦૦ થી ૨૫૦૦/ | ૬૯૩-૦-૦ થી ૨૮૮૭-૮-૦ |
| ઝાડુ વાળનાર | ૬૦૦ થી ૧૦૦૦/ | ૬૯૩-૦-૦ થી ૧૧૫૫-૦-૦ |
| વિમાની પાયલોટ | ૪૦૦૦ | ૪૬૨૦-૦-૦ |
| મોટર ડ્રાઈવર કક્ષા ૧ | ૧૫૦૦ | ૧૭૩૨-૮-૦ |
| મોટર ડ્રાઈવર કક્ષા ૨ | ૧૦૦૦ | ૧૧૫૫-૦-૦ |
| મોટર ડ્રાઈવર કક્ષા ૩ | ૮૦૦ | ૯૨૪-૦-૦ |
| ટરબાઇન કારખાનાનો કામદાર | ૬૦૦ થી ૩૦૦૦/ | ૬૯૩-૦-૦ થી ૩૪૬૫-૦-૦ |
| હોઝીયરી કારખાનાનો કામદાર | ૫૦૦ થી ૮૬૦/ | ૫૭૭-૮-૦ થી ૧૦૨૩-૬-૦ |
| એક ટ્રેડ યુનીઅનના ચેરમન | ૧૮૦૦ | ૨૧૦૯-૦-૦ |

રશિયન કુટુંબ સામાન્ય રીતે દંપતી અને બાળકોનું બનેલું હોય છે, એટલે એક ઘરમાં બે જણ કમાનાર હોય છે. કામના જથ્થા પ્રમાણે ૭૫ ટકા ઉદ્યોગમાં હોય છે એટલે જે ઉમેદવાર કામ શરૂ કરે ત્યારે નિષ્ણાત હોતો નથી તેને ૫૫૦ થી ૭૦૦ રૂપીઆ મળતા હોય છે. તે નિષ્ણાત બનતાં ૧૭૦૦ થી ૨૪૦૦ રૂપીયા સુધી પગાર મેળવી લેતા હોય છે.

નિષ્ણાત બનવા માટે સાયંશાળાઓ હોય છે. દિવસે ઉમેદવાર તરીકે કામ કરે અને સાંજે તાલીમશાળામાં જાય.

ઝાડુવાળાની કલ્પના આપણે ત્યાં છે તેવી સોવીએત સંઘમાં નથી. યંત્ર ગાડીઓથી ત્યાં રસ્તા સાફ થાય છે. ગટર મેલું લઈ જાય છે. ગટર સાફ કરનારાનો દરમાયો ભારે કામમાં મૂકાયો છે, એટલે તેને ૨૦૦૦ થી ૩૦૦૦ રૂપીઆ સુધી મળતા હોય છે.

જેમને ગરમીમાં, જોખમી ઉદ્યોગમાં, ખાણમાં, અને પ્રતિકૂળ સંજોગોમાં કામ કરવાનું હોય છે તેમનો દરમાયો વધારે હોય છે. મધ્યમ વર્ગમાં કારકુનીનું કામ હંમેશા ઓછી આવક આપતું હોય છે. શિક્ષક કરતાં ત્યાંનો મિલ મજૂર સારી રકમ મેળવી લેતો હોય છે.

સોવિયેત સંઘમાં સારામાં સારી સ્થિતિ લેખકો અને કલાકારોની હોય છે. અઢળક આવક તેમને ચાલી આવતી હોય છે. કોઈ ભારતીય રશિયામાં જાય અને પોતાને લેખક કહે તો લોકો માને કે ભારે તવંગર માણસ આવ્યો છે.

એક નવલિકા છપાય તેના રૂ. ૧૭૩૨ થી રૂ. ૮૦૮૫ સુધી મળે છે.

નવતર કવિની કવિતા છપાય તો તેની એક કડીના આઠ રૂબલ. રૂ. ૯-૪-૦ મળે. અને શ્રી. ઉમાશંકર કે સુંદરમ્ જેવાની કવિતા છપાય તો તેની એક કડીના રૂ. ૨૩-૨-૦ મળે. દૈનિક સમાચાર પત્રનું એક પાનું ભરાય તેટલી મેટરનું નવલિકા સિવાયનું અન્ય લખાણ લેખક આપે તો તેટલી જગ્યાના તેને રૂા. ૧૩૩૨-૮-૦ મળે છે.

પણ અમે જોયું કે જેમ સોવિયેત સંઘમાં પ્રાથમિક જરૂરીઆત સસ્તી મળતી હતી તેમ ત્યાં બીજી ચીજ વસ્તુ ખરીદતાં માણસની

સારી સામગ્રી એક દિવસમાં ખપી જવા કાબેલ હતી. કરકસર અને મુડીની જમાવટની જરૂર નહોતી. ધનનું મૂલ્ય જેવું અન્ય દેશોમાં છે તેવું મૂલ્ય નવા સોવિયેત નાગરિકના મસ્તકમાં નહોતું.

સોવિયેત રશિયામાં અમારે ઘણું જોવાનું હતું, તે પૈકી ત્યાંની અર્થરચનાનું ચિત્ર પણ હતું. જેને સંપૂર્ણ રીતે જાણી લીધાનો દાવો નથી, પરંતુ કોઇપણ પૂર્વગ્રહ વિના અમે એ દેશમાં ગયા હતા. ભિન્ન ભિન્ન રુચિની વ્યક્તિઓ અમારી સાથે હતી. ત્યાંની મીટીંગોમાં જે પ્રશ્નોત્તરી થતી તે ઘણી આકરી હતી. સોવિયેત સંઘના ભાઈઓની સ્થિતિ સાક્ષીના પીંજરામાં મૂકાવા જેવી થતી હતી.

મોસ્કો અમે છોડયું, પણ સ્તાલિનાબાદથી પાછા ફરવાના હતા, તે પહેલાં અમારી પાસે સોવિયેત અર્થરચનાનું ચિત્ર હતું અને તેની ભૂમિકામાં તેના પ્રશ્નો સમજવા સરલ થતા હતા. જ્યારે અમારા મિત્ર ચેરીશેવને એની મિલ્કત ઉપર અમે પ્રશ્ન પૂછતાં ત્યારે જવાબ આવતો કે એ મિલ્કત મારી નથી સમાજની છે. એ ઘૂમતો પ્રશ્ન પ્રશ્નાર્થ મટી આજે પૂર્ણવિરામ થયો છે. હવે અમે એને બહુ કનડતા નથી.

સોવિએત રશિયામાં ૧૯૫૦માં તેનો લશ્કરી ખર્ચ બજેટના કુલ ખર્ચનાં ૧૯ ટકા હતો. ૧૯૫૭માં ૧૬ ટકા થયાં છે અને ૧૯૫૮માં ૧૫ ટકા ખર્ચ થાય છે.



[ ૧૪ ]

## એવું કરો કે લડાઇ ન થાય

બહુ દિવસો પહેલાંની વાત નથી

મોસ્કોના સ્ટેશને આવીને અમારી ગાડી ઉભી રહી સોવિયેત યુનિયનના પાટનગરના ભાઇ-બહેનો અને બાળકોની ઠઠ સ્ટેશન બહાર જામી હતી એક જગ્યા પ્રવચન માટે પસંદ કરવામાં આવી હતી. બંગાળના સાહિત્યકાર સચિનસેન ગુપ્તા તેમનું પ્રવચન મોસ્કોના શહેરીઓ સમક્ષ આપતા હતા.

ભાષણો સાંભળીને અમે થાકી ગયાં હતાં. પ્રવચનોમાં સમય ગાળવાથી લોકોની સાથે સંપર્ક કરવાનો સમય અમને નહોતો રહેતો તેથી જનસંપર્ક કરવાનો પહેલો પ્રયોગ મોસ્કોમાં જ અમે કર્યો. અમારા પ્રતિનિધિમંડળના બાકીઓથી છૂટાં પડી બહાર આવીને અમે ઉભાં; સાથે ઉષાબેન અને વજુભાઇ મહેતા પણ હતાં.

મોસ્કોના સ્ટેશન બહાર અમે ઉભાં રહ્યાં જરા દૂર પ્રવચનો ચાલતાં હતાં. અમને જોઇને લોકોનું ટોળું એકઠું થયું. ઉષાબેનના કપાળમાં પૈસા જેવડો ચાંલ્લો હતો. એક બહેને આવીને પૂછ્યું : "આ શું છે ?" અંગ્રેજી, ગુજરાતી, અને હિન્દીમાં સમજાવવા અમે કોશિશ કરી પણ તે લોકો તો સમજ્યાં નહિ લોકોનો સંપર્ક અમને મળી ગયો, પણ ભાષા મળી નહિ. એક માતા એક બાળકને લઇને ઉભી હતી-એને રશિયનમાં અમે પૂછ્યું : "આ બાળકનું નામ શું ?"

તો કહે "યૂરો"

"શી ઉંમર છે ?"

તો કહે "ત્રણ વર્ષ"

અને પછી તો પ્રશ્નોની ઝડીઓ વરસી. સહુ રશિયનમાં બોલે. અમે સમજીએ નહિ. અમને એમ લાગ્યું કે રશિયન ભાષાનો પ્રયોગ કરવા જતાં નોકરી તો થઇ. ત્યાં એક બહેન આવી ચડ્યાં, તે અંગ્રેજી જાણતાં હતાં. બે હાથ જોડી તેમને કહ્યું કે "હવે આમને અમારી વાત સમજાવો."

પ્રથમ વાત એ કરી કે અમે ભાંગ્યું તૂટ્યું રશિયન બોલી શકીએ છીએ, પણ સમજતાં નથી.

આ પછી અમારો વાર્તાલાપ ચાલ્યો.

એક ભાઇએ પૂછ્યું: "તમે રશિયન કેમ નથી જાણતા?"
જવાબ "અમે શીખ્યાં નથી."
પ્રશ્ન "ભારતમાં શીખવવામાં આવે છે?"
જવાબ "ના, જી."

આ દરમ્યાન એક ભાઇ બોલ્યા કે અમારી યુનિવર્સીટી તો હિન્દની ભાષાઓ શીખવે છે.

જવાબ: "અમે પણ રશિયનને હવે દાખલ કરવાના છીએ."

ત્યારે તો આવી વાતની ખબર નહોતી, પણ હવે એ કથન ખરૂં પડતું જાય છે.

એ પછી એ લોકોને અમે સવાલ કર્યો:

પ્રશ્ન : ભારતમાં તમે કોને ઓળખો છો?
જવાબ : પંડિત નેહરૂને.
પ્રશ્ન : બીજા કોઇને જાણો છો?
જવાબ : રવિન્દ્રનાથ ટાગોરને.
પ્રશ્ન : બીજું શું જાણો છો?
જવાબ : ભારત શાંતિ માટે ખૂબ મહેનત કરે છે એ.
આ દરમિયાન એક બહેન આગળ આવી; તેણે પૂછ્યું:
પ્રશ્ન : "રશિયન લેખકોને તમે વાંચ્યા છે?"
જવાબ : "હા."
પ્રશ્ન : "ક્યા લેખકો?"
જવાબ : "ટોલ્સ્ટોય, ચેખોવ, ગોર્કી."
પ્રશ્ન : "નવા લેખકોમાંથી કોઇનાં પુસ્તક વાંચ્યાં છે?"
અમે મૌન પાળ્યું.

સોવિએત યુનિયનમાં આ રીતે અમારો જનસંપર્ક વધતો ચાલ્યો. જ્યાં જઇએ ત્યાં ટોળે વળી લોકો આવતા હોય. અમારી સાથે વાતચીત કરવા નવરા હોય. લેનિનગ્રેડ કરતાં મોસ્કોના લોકો જરા અકકડ હતા, પરંતુ એકવાર વાતચીત શરૂ થાય તે પછી તો લાગતું હતું કે માનવી તો બધે એકસરખા જ છે.

મોસ્કોની યુનિવર્સિટીને ૩૫ માળ છે, ૬૦૦૦ ઓરડા છે. તેમાં ૨૨,૦૦૦ વિદ્યાર્થી ભણે છે. ૨૫૦૦ પ્રાધ્યાપકો ભણાવે છે. એક સવારે અમારો સારો યે કાફલો એ યુનિવર્સિટી જોવા ઉપડયો આકાશનાં વાદળાંઓમાં જાણે હમણાં ગુમ થઈ જશે તેવું બિરાટ-કાય મકાન આવીને ઉભું રહ્યું. અમારી બસ ઊભી રહી ને અમે ઉતર્યાં. સામસામાં બાર જેટલાં લીફ્ટ ઉપર જતાં હતાં. પ્રારંભમાં એક મધ્યસ્થ ખંડમાં અમને લઇ ગયા. ત્યાં મોસ્કો યુનિવર્સિટીની સામાન્ય હકીકત આપવામાં આવી.

જુલાઈની ૯ મી તારીખ કદાચ જીવનમાં યાદગાર રહેશે. છેક છેલ્લે માળ અમે સહુ સાથે ચડયાં. ત્યાંથી મોસ્કો શહેરની રચના જોઈ. એક સ્થળે કલકત્તા યુનિવર્સિટીએ આપેલી ભગવદ્-ગીતાની ભેટ અને પંડિત નેહરૂની તસ્વીર જોઈ એ દરમ્યાન લીફ્ટમાં બેસી વચ્ચે કોઇ સ્થળે આવ્યાં. હોસ્ટેલની ઓરડીઓ જોવા રોકાયાં. અમે ત્રણ હતા. એક બંધ રૂમનાં બારણાં ખખડાવ્યાં. એક વિદ્યાર્થીની બહાર આવી. એને અમે કહ્યું કે અમારે તારી રૂમ અંદરથી જોવી છે. ભાષા તો ન સમજી પણ ઈશારાથી કંઇક સમજ પડી. રૂમ જોઇને અમે બહાર નીકળ્યા તો અમારા બધા સાથીદારો ચાલ્યા ગયા હતા. ક્યાં ગયા હશે? ઝડપથી તેમને શોધવા પંદર મિનિટ પ્રયાસ કર્યો. જેમ શોધવા આગળ ફરીએ તેમ અમે જ ગુંચવાતા જઇએ. અમે કેટલામે માળે અને કઈ દિશામાં ઉભા છીએ તે જ પરિભ્રમણથી વિસરાઇ ગયું. એક

બહેનને વિનંતિ કરી કે જ્યાં ભારતીય પ્રતિનિધિઓ હોય ત્યાં અમને લઈ જાઓ! તે શું સમજી હશે તે ખબર નથી, પણ પછી તો આગળ એ બહેન અને પાછળ અમે. દશ મિનિટ પછી બીજા બે ત્રણ ભાઈ-બહેન આ સ્વયં સેવિકા બાઈને મળ્યાં. તેમણે પૂછયું—"શું છે?" સ્વયં સેવિકાએ રશિયનમાં જવાબ આપ્યો અને એ અમારી દયા ખાઈને સાથે જોડાયાં. વખત ઠીક ઠીક ચાલ્યો ગયો પણ ૩૫ માળ અને ૬૦૦૦ ઓરડાવાળા મોટા નગર જેવડા આ મકાનમાં અમારા ભાઈઓ કયાંઈ જડયા નહિ. થાકીને છેવટે અમને રેસ્ટોરાં તરફ લઈ ગયાં. અમને કહે નાસ્તો કરો! પણ અમે નાસ્તાના ભૂખ્યા તો નહોતાં જ. બહાર બસ ચાલી ન જાય એટલે તેને મેળવીને રોકવાની ભૂખ હતી.

છેવટે બહારનો રસ્તો શોધી કાઢયો. પૂરી પિસ્તાલીસ મિનિટે અમે દરવાજા બહાર નીકળ્યાં એ વેળા અમને મદદ કરનાર સમુદાય પચીસ-ત્રીસનો તો થઈ ગયો હશે. બહાર અમારી બસો ઊભી હતી. અમે નિરાંતનો દમ ખેંચ્યો. હવે કોઈ કહે કે મોસ્કો યુનિવર્સિટી બહુ વિશાળ છે તો તેનું પ્રમાણ અમારે શોધવા જવું પડે તેવું રહ્યું નહોતું. કોઇ કહે કે યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ ભલા અને મદદશીલ છે, તો અમે તેનો પ્રત્યક્ષ પરિચય મેળવ્યો હતો. ભારતીયજનો તરફ તેમનો ઉમળકો યે અવર્ણનીય હતો.

યુનિવર્સીટી બહાર ઓટલે અમે બેઠાં. ફરતા સહુ ઉભા રહ્યાં. એક અંગ્રેજી જાણતા બહેન આવી ચડયાં. પ્રશ્નોત્તરી ચાલી. કયાંથી આવો છો? કેટલા દિવસ રહેશો? ભારત અમને ગમે છે. રાજકપુર શું કરે છે? રાજકપુર તમારી સાથે છે?

અને કોઇએ કહ્યું: આવારાના ગીત ગાઓ. સહુ અમને વળગી પડયા. "ના બસ, ગાઓ અને ગાઓ." અમને તો

તો કહે "ના."

"તો કેમ રડે છે?"

જવાબ: "લડાઈમાં એના ત્રણ જુવાન દિકરા મરી ગયા છે. આજે આ દુનિયામાં પુત્ર પરિવારથી એ સાવ પરવારી બેઠો છે."

ભારતીય ભાઈ–બહેનોને લઈને બસ ઉપડી. એ વૃદ્ધનાં ડૂસકાના પડઘા, બસનો ધ્વનિ પાડી રહ્યો હતો. આજે પણ શાંતિ ઝંખતા એ વૃદ્ધનાં ડૂસકાના પડઘા આકાશની દરેક દિશાઓ જાણે પાડી રહી છે.

મોસ્કોની યુરોપા હોટેલમાં મોસ્કોવાસી જ્યાબેન રોય મળવા આવ્યાં. તેમને અમે પૂછ્યું: પંડિતજીને રશિયાએ કેવું માન આપ્યું? અમારા પ્રશ્નનો સીધો ઉત્તર આપવાના બદલે તેમણે કહ્યું:

"પંડિત નેહરૂને જોવા મારી ગાડીમાં હું પણ નીકળી. સારૂંયે મોસ્કો બહાર નીકળી પડ્યું હતું. રસ્તા ઉપર ભારે ગીરદી હતી. ચાલતા લોકો સિવાય કોઈ વાહનને પસાર થવા દેતા નહોતા. પગે ચાલનાર લોકોએ વાહન થંભાવી દીધા હતા. મારી મોટરને પણ થંભાવી. અંદર જોયું કે ભારતીય બેનની ગાડી છે એટલે એને પસાર થવા દીધી. પંડિતજી તો વહેલા પસાર થઈ ગયા હતા. મોડા આવનાર લોકો નિરાશ થયા. તેમણે અમારી ગાડી જોઈ. પંડિતજી નહિ તો છેવટે તેમના દેશની પુત્રીને ફૂલ–ગજરા ધર્યાં. મારી ગાડી ફૂલ-ગજરાથી ભરાઈ ગઈ."

પંડિતજીના આવી ગયા પછી અમે મોસ્કો પહોંચ્યા હતાં. લોકોના દિમાગમાં હજુ તેમની મુલાકાત લહરો લેતી હતી શાંતિને

ઝંખતા દેશનો ફિરસ્તો મુલાકાત લઇ ગયો હોય તેવા પડઘા ઠેર ઠેર પડતા હતા. 'રૂસી હિન્દી ભાઇ ભાઇ'ના સ્વરો ચારે દિશામાંથી હજુયે ઉઠતા હતા.

યુક્રેઇનના પાટનગર કીવમાં કુદરત તો રળિયામણી હતીજ. પણ કુદરતની ખબર પડે તે પહેલાં ખીલેલાં ગુલાબનાં ફૂલ સમાં લોકોનાં ચહેરા અને દિલનો પરિચય થયો. સ્વાગત માટે મોટું જુથ આવીને ઉભું હતું. પાસે આવીને વાતચીત કરવા પ્રયાસ કરી રહ્યા હતા. એ વેળા અમે પણ અમારો પ્રયોગ કર્યો. એક ભાઇને પૂછ્યું:

"કકાયા પ્રોફેસ્યા ?" (તમે શું કામ કરો છો ?)

આસપાસ ઉભેલાં ભાઇ–બહેનો ખુશ થયાં. તે લોકો સમજ્યા કે અમે રશિયન જાણીએ છીએ. તેમણે શું ઉત્તર આપ્યો તે ખબર ન પડી. કેટલાક ધંધાનાં રશિયન નામ જાણ્યાં હતાં તે આ મુજબ હતા.

| ગુજરાતી નામ | | રશિયન નામ |
|---|---|---|
| શિક્ષક | — | ઉચીચીલ |
| લેખક | — | પિશાચીલ |
| મજૂર | — | રબુચી |

વગેરે, વગેરે, અને અમારા જ્ઞાન પૈકી કોઇ રશિયન શબ્દ એ ભાઇ પાસેથી નીકળ્યો નહિ. એ પછી તેણે નિશાનીથી સમજાવવા કોશિશ કરી અને અમે પૂછ્યું: "વોદા" એટલે પાણી. અને હલેસા મારવાની નિશાની કરી તેની સફેદ ટોપી જોઇને સૂઝ્યું કે કદાચ તે ખલાસી હશે, અને તે સાચું પડ્યું.

અમારાં મનમાં એમ તો થયા જ કરતું હતું કે ૫ દેશી ઓની સાથે આ લોકો આટલી મિત્રતાથી વાતચીત કરવાની કોશિશ શા માટે કરે છે ! પણ બીજી બાજુ વિએટનામ અને ઇતર દેશના લોકો હતા, તેમની સાથે આ લોકોને ભારતીય જેટલી નિસ્બત નહોતી.

કીવમાં અમારો ઉતારો ગામની મધ્યમાં એક હોટેલમાં હતો. હોટેલ બહાર અનેક છોકરાં છોકરી એકઠાં થયાં હતાં તેમાં એક તેર વર્ષનો વિદ્યાર્થી યૂરા અમને કીવના સ્ટેશનેથી જ ભટકાઇ પડયો હતો. તેનું ભાંગ્યું તૂટયું અંગ્રેજી અમારી સાથે કડીરૂપ બન્યું હતું.

સવારે એને મળવા આવવાનું કહ્યું હતું. ઉઘડતી સવારે તે અને તેનો એક મિત્ર હોટેલ બહાર રખડતા હતા. ઉપર આવવાની તેમની હિંમત ચાલતી નહોતી. બે કલાકમાં ઉષાબેનની મિત્ર બની ગયેલી ત્રણ બહેનો પણ ઉભી હતી. ફીન્લેન્ડમાં અમે છૂટથી ફીન કુટુંબોમાં ગયાં હતાં ને તેમની રહન સહન જાણી હતી. આવી તક સોવિએત યુનિયમાં અમને બહુ ન મળી. કાર્યક્રમ પણ એવો રહ્યો અને લોકોની ટેવ પણ એવી ચોકસ પ્રકારની રહી.

આ નાના મિત્રોનું ઘર કયાં હશે તે જાણવાની ઇચ્છા થઇ તો તેમણે જવાબ આપ્યો કે પુશ્કિન સ્ટ્રીટમાં. આ પુશ્કિન સ્ટ્રીટ કયાં આવી હશે ? તો કહે નજીકમાં જ છે. અમે કહ્યું– "ચાલો ત્યારે જઇએ."

આગળ અમારા આ છ નાના મિત્રો અને પાછળ અમે ચાર પુશ્કિન સ્ટ્રીટમાં પહોંચ્યાં અને ત્યાંથી એ નાનકડી બહેનના ઘેર પહોંચ્યાં. એ લતામાંથી બધા લોકો બહાર નીકળી આવ્યાં. રસ્તા

ઉપર વરસાદ પડવો શરૂ થઈ ગયો હતો. અમારે નિવાસ ઉપર પહોંચવું મુશ્કેલ બન્યું. એટલામાં અંગ્રેજી જાણતી એક બહેન આવી ચડી. તેણે નાક ચડાવીને પૂછ્યું:

"કેમ એકલાં બહાર નીકળ્યાં?"

જવાબ: ' એમ ઇચ્છા થઈ આવી."

એ બહેન : "ભૂલા પડશો!"

જવાબ: "આભાર."

ક્યારે આવ્યાં છો? ક્યાં જવાનાં છો? કેટલાં ભારતીય ભાઈ-બહેનો છે? એવા પ્રશ્નો પૂછયા. વરસાદ બંધ પડયો એટલે અમે નિવાસ પર પહોંચી ગયાં.

કીવની હોટલમાં છ બહેનો પીરસતી હતી. ૩૦ થી ૩૫ વર્ષની તેમની વય હશે. પોતાને ઘેર પીરસતી હોય તેટલો આગ્રહ કરી કરીને જમાડતી હતી. અમે રખે ભૂખ્યાં ઉઠશું તેની તેમને ચિંતા રહેતી. આ બહેનોની આંખોમાંથી ભારોભાર ભાતૃભાવ નીતરતો હતો. અમારે પ્રાગ તરફ જવાની ગાડીનો સમય થયો. આજે સોવિયેત ભૂમિને સલામ કરવાની હતી. અમારા નેતા અને અમે, અમને પીરસનાર છએ બહેનોની રજા લેવા ગયા. (અહીંયા નોકર અને મેનેજર કે શેઠ જેવા સંબંધો હોતા નથી. કામગીરી જુદી હોય છે, પરંતુ તેનાથી સામાજિક દરજ્જો ઉંચો નીચો હોતો નથી) એ બહેનોની આંખો 'આવજો' કહેતાં આંસુથી ઉભરાઈ ગઈ.

શા માટે?

એ છ એ બહેનોના પતિ આ લડાઈમાં સદાને માટે આંખો મીંચી ગયા હતા, અને અમે એવા દેશમાંથી આવ્યા હતા કે

ન્યા ભારત અને પંડિત નેહરુ લડાઇ ન થાય તેના માટે આકાશ–પાતાળ એક કરે છે. એ દેશના ભાઇઓને જમાડતાં આ બહેનોની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં. એ બહેનોનાં અંતર એવું બોલતાં હતાં કે હવે એવું કરો કે કોઇ નારી અકાળે વિધવા ન બને, અને હૈયાને ઠારનારી શાંતિનો પેગામ દેનાર દેશનાં બાંધુથી વિખૂટી પડતી આ બહેનોની આંખોમાંથી આસુની ધારાઓ વહી રહી.



લેનિનગ્રાદ શહેર અને વિસ્તારમાં બધા મળી ૫૦,૦૦૦ ઉપરાત મુસ્લીમો વસે છે. લેનિનગ્રાદની મસ્જીદમાં એક સાથે ૧૫૦૦૦ માણસો નમાજ પઢી શકે તેવી સગવડ છે.



૧૯૫૮ ના સોવિયેત અંદાજપત્રની કુલ આવક ૬૪૨ અબજ ૯૦ કરોડ રૂબલ છે. તેમાંથી ૪૯ અબજ ને ૬૦ કરોડ રૂબલ જનતા પરના કરવેરા દ્વારા આવે છે. રાજ્યની બાકીની આવક કારખાનાઓમાથી આવે છે. કારખાનાંઓ સમાજની માલીકીનાં બન્યાં છે એટલે કામદારોનો પગાર, બોનસ વગેરે સગવડોની રકમને બાદ કરી બાકીની તમામ આવક રાજ્યના અંદાજપત્રમા લઈ લેવામાં આવે છે.



મહેમાનોને
તાઝીકપોષાક
ભેટ અપાયો

## ભારતનો પાડોશી

## [ ૧૫ ]

મોસ્કોથી ત્રણ હજાર માઇલ દૂર અફઘાનિસ્તાનની સરહદે આવેલા તાઝીકસ્તાન જવા માટે અમે વહેલી સવારે હવાઈ મથકપર જઈ પહોંચ્યાં. હોટેલથી હવાઇ મથક વિસેક માઇલ દૂર હતું. અમારાં દુભાષિયા તરીકે ભાઇ ચેલીશેવ અને બહેન તમારા સાથે આવ્યાં. વીસ જણ એક વિમાનમાં હતાં. સવાનવ વાગે અમારું વિમાન ઉપડ્યું. મોસ્કોના આકાશમાંથી યુનિવર્સિટીનું ગગન ચુંબિત મકાન અમે જેમ જેમ ઉંચે ચડતાં ગયાં તેમ તેમ નાનું થતું ગયું. ક્રેમલિન અને બીજા મહાલયો, મોસ્કો

નદી અને વૃક્ષરાજીથી વીંટળાયેલા રાજમાર્ગો જોત જોતામાં અદ્રશ્ય થયાં. ધીમે ધીમે નાનાં ગામડાં ને હરિયાળો પ્રદેશ પાછળ જવાં લાગ્યાં અને સૂકો પ્રદેશ શરૂ થયો. કઝાકિસ્તાન પ્રાન્તમાં અમે પ્રવેશ કર્યો. યુરલ પહાડ અને યુરલ નદી ઓળંગીને અમે યુરાલ્સ્ક શહેરમાં પહોંચ્યાં. નદી, પહાડ અને શહેર ત્રણે સરખાં જ નામનાં હતાં. સાદું હવાઈ મથક, ૨૫ હજારની વસ્તી-વાળું નાનું શહેર. અહીં નદીમાંથી નહેર કાઢી સૂકા પ્રદેશને ફળ પ બનાવ્યો છે. મોસ્કોથી એક હજાર કિલોમિટરના ઉડ્ડયન પછી અમે અને અમારા વિમાને આરામ અને નાસ્તોપાણી લીધાં. નવા વસાવેલા શહેરની બાજુમાં કલેક્ટીવ ફાર્મ આવેલું હતું. મકાનો, રસ્તા વગેરે બધું નવુ અને સુવ્યવસ્થિત હતું. ઘઉં, જુવાર અને મકાઈનો અહીં મુખ્ય પાક થાય છે. લેનિનગ્રેડ અને મોસ્કો છોડ્યા પછી ધૂળ અને સૂકી જમીન અમને આ જગ્યાએ જોવા મળી. અરધા -કલાકના આરામ પછી અમે આગળ ચાલ્યાં. સાંજના ચારને સુમારે અકટોબિન્સ આવ્યું. મોટું હવાઈ મથક, સાદું, વિશાળ અને સુશોભિત ભોજનગૃહ, આસપાસ સુંદર બગીચો, અને દરવાજા બહાર સ્ટેલિન અને વોરોશિલોવનાં બાવલાં. એક લાખની વસ્તીનું આ મોટું શહેર હતું. આગલા વિમાનમાં ગયેલા મિત્રો અમને અહીં મળ્યાં. ભોજન વિધિ પતાવી અમે ફરી ઉડ્ડયન શરૂ કર્યું.

જોત જોતામાં પ્રદેશ બદલાયો ને ઉગ્ર બેગીસ્તાનની હદ શરૂ થઈ. રેતાળ રણનો મૂલક દેખાયો અને સરદરિયા નદીનાં પાણી આથમતા સૂર્ય પ્રકાશમાં ચમકવા લાગ્યાં. આસપાસના રણ પ્રદેશમાં વચ્ચે સરદરિયા નદીને કિનારે ફળદ્રુપ ઝાડપાન આંખને ઠારતાં હતાં. રાત પડી, અંધકાર ફેલાયો ને આકાશમાં તારાઓ ચમકયા. ૨૫૦ માઇલની ઝડપે ઉડતાં અમે રાતના દસેક વાગે

ઉઝબેગીસ્તાનના પાટનગર તાસ્કંદ પહોંચ્યાં. ત્યાં રાત રોકાવાનું હતું.

અમે જમી કારવી સ્વસ્થ થયાં, એટલામાં શહેરમાંથી સાત ગોટરો અમને લેવા આવી પહોંચી. શહેરની ઉડતી મુલાકાત લેવા અમે ચાલ્યાં. એક બાજુ નવું થતું શહેર અને બીજી બાજુ જતું શહેર. એક બાજુ અદ્યતન ઢબની આલીશાન હવેલીઓ અને બીજી બાજુ જૂની ઢબનાં, બેઠા ઘાટનાં નાનાં નાનાં મકાનો. શહેરના મધ્ય ભાગમાં એક વિશાળ વર્તુળ વચ્ચે રંગ બે રંગી ફુવારો ઉડતો હતો તેની સામે જ તાજેતરમાં બંધાયેલું એક ભવ્ય નાટયગૃહ (ઓપેરા) જોયું. શ્રીમતી ઈન્દીરા ગાંધીના હાથે તે થોડા દિવસ પહેલાં ખુલ્લું મુકાયેલું હતું. તેની અંદરની વિવિધરંગી કલા કારીગરી અને કોતરણી તાજમહાલની યાદ આપતી હતી. રેલ્વે સ્ટેશન, બાગ બગીચા, લેનિનનું વિરાટકાય બાવલું, એશિયાઈ સંસ્કૃતિના નમૂનારૂપ મરજીદો વગેરે જોઇને રાતના ત્રણેક વાગે અમે હવાઈ મથકે પાછાં ફર્યાં. સવારે ૭ વાગવાને બદલે દસ વાગે ઉપડવાનું થતાં એકાદ કલાક શહેરમાં ચક્કર લગાવી આવ્યાં. એ વખતે ત્યાંના લોકોનાં ચહેરા, પોષાક, બજાર વગેરે દોડતી મોટરે જોઈ આવ્યાં. હવાઇ મથકની હોટેલમાં નાસ્તો કરી ૧૦ વાગે તાસ્કંદથી ઉપડયાં.

તાસ્કંદનો ફળદ્રુપ પ્રદેશ મૂકતાં પહાડી અને રેતાળ પ્રદેશ આવવા લાગ્યો. ૧૦ હજાર ફીટની ઊંચાઇએ ૨૫૦ માઈલની ઝડપે અમારૂં વિમાન ઉડયે જતું હતું એવામાં કપ્તાનની કેબીનમાંથી આસપાસનો પ્રદેશ જોવાનું અમને આમંત્રણ મળ્યું. છેક આગળના ભાગમાં મશીન પાસે એક ખુરશી પર બેસીને દુરબીનમાંથી નીચે નજર કરી તો ઇતિહાસ પ્રસિદ્ધ સમરકંદ ઉપરથી અમે પસાર થઇ રહ્યાં હતાં. ભારતના ઇતિહાસ સાથે

સમરકંદ અને બુખારાનાં નામ જોડાયેલાં છે. તૈમુર અને બાબરનાં નામ સાથે સમરકંદનું નામ સંકળાયેલું છે. રેગીસ્તાનની રાજધાની ઉપરથી પસાર થતાં અમારા મનઃચક્ષુ સમીપ ૪૦૦ વર્ષ પહેલાંનો ઇતિહાસ ખડો થયો.

સમરકંદથી સ્તાલિનાબાદ અને સ્તાલિનાબાદથી કાબુલ, કાબુલથી પેશાવર અને ત્યાંથી લાહોર થઇને દિલ્હી. આ ઐતિહાસિક માર્ગે સિકંદર, તૈમૂર, નાદિર, બાબર વગેરે બાદશાહો અહીં આવેલા. તાસ્કંદથી સ્તાલિનાબાદ ૨ હજાર કિલોમીટર દૂર છે. એ માર્ગ પહાડોને ફરીને જાય છે—જ્યારે હવાઇ રસ્તે સીધું ફક્ત ૭૦૦ કિલોમીટર થાય છે અને સ્તાલિનાબાદથી કાબુલ એક કલાકનો વિમાની રસ્તો છે.

સમરકંદ દેખાતું બંધ થયું એટલે દૂર દૂર પૂર્વમાં પામિરનાં બરફ ઢાંકયાં શિખરો ચમકવા લાગ્યાં. પામિરના ઉચ્ચ પ્રદેશને દુનિયાનું છાપરું કહેવામાં આવે છે. પામિરની પહાડી આગળ જતાં હિન્દુકુશને મળે છે. પહાડી પ્રદેશ આવતાં વિમાન થોડું વધારે ઉંચે ચડયું, નાનું હોવાથી સહેજ ડોલવા યે લાગ્યું. બરફીલા સફેદ પહાડોની બાજુમાંથી અમે પસાર થયાં. બપોરના લગભગ સાડાબારે સ્તાલિનાબાદ હવાઇ મથકે અમે ઉતર્યાં.

હવાઇ મથકે શાંતિ સમિતિના સભ્યો, પ્રધાનો વગેરે સામે આવ્યા હતા. એશિયાઇ રશિયામાં મોટા ભાગની મુસ્લીમ વસ્તી છે. બુરખાધારી સ્ત્રીઓ ખુલ્લે મોઢે સ્વાગત કરવા આવી હતી. લોકોનો પહેરવેશ, કાળાવાળ, ઘઉંવર્ણો રતાશ પડતો વાન અને ચહેરા મહોરા ભારતને મળતાં હતાં. ભાષામાં પણ અરબી અને ફારસીને મળતા શબ્દો કાને પડતાં કાંઇક પરિચિત લાગતા હતા.

તાઝીક પ્રજા ઘણી પ્રાચીન છે. તેને પોતાની સંસ્કૃતિ અને પોતાનો ઇતિહાસ છે. આલ્બેરુની, ફિરદૌસી, રૂદાકી (ફારસી કવિતાનો પિતા) વગેરે તત્વજ્ઞાનીઓ, કવિઓ અને લેખકો આ ભૂમિએ પેદા કર્યા છે. તાઝીક પ્રજાએ ભૂતકાળમાં ઘણું સહન કર્યું છે. આરબ, મોગોલ અને ઝારિસ્ટ રશિયાનાં આક્રમણો આ પ્રદેશ ઉપર વારંવાર થતાં રહ્યાં છે. સને ૧૯૧૭ ની ક્રાંતિ પહેલાં રશિયન ઝાર અને તેના ખંડિયા રાજાઓ, અને અમીર ઉમરાવો નીચે દબાયેલો, કચડાયેલો આ શોષિત મુલક હતો. સો ટકા અભણ પ્રજા હતી. બુરખાપોશ બાનુઓ છૂટથી હરીફરી શકતી ન હતી. ૨૫ વર્ષ પહેલાં આ પ્રદેશમાં ઉદ્યોગ ધંધા ચાલતા ન હતા. સૂકા રણ પ્રદેશ તરીકે આ પ્રદેશ વેરાન જેવો લાગતો હતો. સને ૧૯૧૭ની ક્રાંતિ બાદ ધીમે ધીમે તેની સ્થિતિ પલટાવા લાગી. સને ૧૯૨૯ થી ૧૯૫૪ સુધીના ૨૫ વર્ષમાં પાંચ પંચવર્ષિય યોજનાઓને પરિણામે આ પ્રદેશની કાયાપલટ થઈ.

સ્તાલિનાબાદનું જનું નામ જુશમ્બે હતું. નદીનું નામ પણ જુશામ્બે. દર સોમવારે ત્યાં બજાર ભરાતું, અને આસપાસના પ્રદેશના લોકો ખરીદી કરવા આવતા. તેની વસ્તી ૫ થી ૭ હજારની હતી, આજે બે લાખની છે સને ૧૯૨૮ પહેલાં સરકારી ઓફિસો ઝુંપડાંઓ જેવાં મકાનોમાં બેસતી. અમે શહેરમાં ફરવા નીકળ્યાં ત્યારે તાઝીકસ્તાનના મૂખ્ય એન્જીનયરે અમને નવાં સરકારી મકાનો, રસ્તાને કાંઠે હારબંધ ઉભેલાં વૃક્ષો અને સુશોભિત બજારો બતાવતાં કહ્યું: "આ જગ્યાએ પહેલાં ઝુંપડાંઓ જેવાં મકાનોમાં કચેરીઓ ચાલતી. આ બજાર, વૃક્ષો અને મકાનો મારા જેટલી ઉંમરના છે. (૨૮ વર્ષનાં). હોસ્પીટલ, યુનિવર્સિટિ, એગ્રીકલ્ચર કોલેજ વગેરેનાં નવાં બંધાયેલા મકાનો બતાવવામાં આવ્યાં. (તૈયાર

ભૂસ્તરશાસ્ત્રને લગતા નમૂનાઓ ને પ્રાચીન માનવીની ખોપરીઓ તેના વિશ્લેષણ સાથે અહીં રાખેલી છે.

તાઝીક સંસ્કૃતિના નમૂનારૂપ એક લાકડાનો પ્રાચીન દરવાજો, પોશાક, ઘરેણું, કલા કારીગરી વગેરે જોવાથી તેની પુરાણી સંસ્કૃતિનો ખ્યાલ આવ્યો.

સાંજે સિટી સોવિયેટ (નગર પંચાયત) ની મુલાકાત લીધી. આપણી શહેર સુધરાઈઓ કરતાં ત્યાંની નગર પંચાયતોને વિશેષ અધિકાર હોય છે. શિક્ષણ, આરોગ્ય અને સ્વચ્છતા ઉપરાંત નવ રચના, સામાન્ય ઉદ્યોગો વગેરે કાર્યો સિટી સોવિયેટ કરે છે.

એક હોસ્પીટલ ક્લીનિક જોવા અમે ગયાં હતાં. સારું સગવડવાળું ક્લીનિક હતું. મેડિકલ કોલેજના ત્રીજા ચોથા વર્ષના અભ્યાસ માટે ત્યાં ગોઠવણ કરેલી છે. રેડીઓ એકટીવીટી લીકવીડની શુશ્રુષા માટે અહીં ઉપયોગ થઈ રહ્યો છે. દર્દીઓની ખૂબ કાળજી પૂર્વક સંભાળ લેવામાં આવે છે.

સ્તાલિનાબાદની એક કાપડ મીલ અમે જોઈ. સુતર તથા કાપડ બન્ને અહીં તૈયાર થાય છે. ૩૫૦૦ મજૂરો કામ કરે છે જેમાં ૭૫ ટકા સ્ત્રી કામદારો છે. કામદારોનાં બાળકો માટે બાળમંદિર, પ્રાથમિક અને માધ્યમિકશાળા મીલ તરફથી ચલાવવામાં આવે છે. એક કામદાર વીશ શાળે ચલાવે છે. કામદારને ઓછામાં ઓછા ૫૦૦ થી ૮૦૦ રૂબલ અને વધુમાં વધુ બેથી અઢી હજાર રૂબલ મળે છે. કામના કલાકો સાત છે. ભારે કામ કરનારને ૧૮ થી ૨૪ દિવસ અને સામાન્ય કામ કરનારને ૧૨ દિવસની હક્કની રજા મળે છે.

મીલનું બાલમંદિર જોયું. ચોવીસે કલાક બાળકો બાલગૃહમાં રહે છે. બાળકો માટે નહાવા ધોવાની, જમવાની, સૂવાની સુંદર સગવડ કરેલી છે. બાળકો ખૂબ આનંદી અને તંદુરસ્ત લાગ્યા. શિક્ષિકાઓ બાળકો સાથે ખેલ કરતી હતી. અમે બાળકો સાથે વાતચીત કરી. તેમને તેડીને ફોટા પડાવ્યાં. એક શિક્ષિકાને પૂછયું. "આમા તમારા બાળકો છે?"

"આ બધા અમારાં તાઝીક બાળકો છે." આ જવાબથી અમો પ્રશ્ન કરનાર નિરુત્તર બન્યા હોસ્પીટલની નર્સો, બાલગૃહની શિક્ષિકાઓ અને વિમાની પરિચારિકાઓને દેશનાં આબાલ વૃદ્ધ સહુ પ્રત્યે કુટુંબભાવથી વર્તતી જોઈ. બાલગૃહ જોઈને અમને ઘણો આનંદ થયો.

સ્તાલિનાબાદથી આઠ દસ માઈલ દૂર લેનિન કલેક્ટીવ ફાર્મ જોવા ગયા. મોસ્કોના ખેતીવાડી પ્રદર્શનમા, તાઝીકસ્તાનના મંડપમા જે નમૂનાઓ, આંકડાઓ અને નકશાઓ જોયેલા તે નજરે નિહાળવા અમે આતુર હતા. ગામડાના સાદા રસ્તાઓ ઉપર થઈ અમારી મોટરો કલેક્ટીવ ફાર્મના આગણામા આવી ઉભી રહી. ખેડૂત સ્ત્રી પુરુષો અને બાળકો અમારી રાહ જોઈ રહ્યા હતા. એમના ચહેરા પર એક પ્રકારનું કુતૂહલ અને એક પ્રકારનો આનંદ વિલસી રહ્યા હતા. તેમનું ભાવભીનું સ્વાગત સ્વીકારી અમે ફાર્મના મુખ્ય મકાનમા ગયા ત્યા ફાર્મના પ્રમુખ, મંત્રી અને કાર્યવાહકોનો અમને પરિચય કરાવવામા આવ્યો. ફાર્મના પ્રમુખ એ ગ્રામપ્રદેશના એક અનુભવી ખેડૂત હતા. તેમણે પોતાની ગામઠી ભાષામા ફાર્મની પ્રગતિનો ઇતિહાસ કહી સંભળાવ્યો. સને ૧૯૩૦ મા ૧૩૨ કુટુંબ ફાર્મમાં જોડાયેલા અને ૯૮૫ હેકટર જમીન આ ફાર્મ નીચે હતી. હાલમાં ૧૭૮૮

કુટુંબ તેમાં જોડાયેલાં છે અને ૧૦૩૯૬ હેક્ટર જમીન ખેડાય છે, જેમાં અત્યારે નીચે પ્રમાણે પાક લેવામાં આવે છે :

ફાર્મ પાસે ૮૦૪૪ ઘેટાં, ૧૯૫૫ મોટાં ઢોર અને ૫૭૦૦ પોલ્ટ્રાં છે. ઉપરાંત રેશમના કીડા, મધમાખ અને ડુક્કર પણ પાળવામાં આવે છે. ફાર્મનું કુલ ઉત્પાદન સને ૧૯૩૦ માં ૫,૦૦૦૦૦ રૂબલનું હતું અને ૧૯૫૪ માં ૨૭૧૩૬૦૦૦ થયું છે. હવે ફાર્મમાં દરેક ક્રિયાઓ યાંત્રિક સાધનો વડે થાય છે. નફાની વહેંચણી કામના યુનિટ ઉપર હોય છે, જે અગાઉથી નક્કી કરેલાં હોય છે.

સમૂહ ખેતીમાં જોડાયેલા ખેડૂતોને રહેવા માટે ઘર આપવામાં આવે છે. (ફાર્મની નવી બનાવેલી ચાલીઓ અમે જોઇ.) ઉપરાંત મકાન પાસે બગીચો કરવા અને થોડી પોતાની ખેતી કરવા જમીન પણ આપવામાં આવે છે. લેનિન કલેકટીવ ફાર્મ ૧૫ લાખ રૂબલ ઇન્કમટેકસના ભરે છે. પોતાના ઉપયોગ કરતાં વધારાનું અનાજ બજાર ભાવે વેચી દે છે. ૨૦ ટકા અનાજ રાજ્યને ફરજીઆત આપવાનું હોય છે. ફાર્મમાંથી ઉચ્ચ શિક્ષણ માટે, વિદ્યાર્થીઓને બહાર મોકલવામાં આવે છે, જેમાં સ્ટાલિનાબાદ યુનિવર્સિટિ, ખેતીવાડી કોલેજ, મેડિકલ કોલેજ, તારકંદ, લેનિનગ્રેડ અને મોસ્કો જુદા જુદા વિષયોના ખાસ જ્ઞાન માટે મોકલવામાં આવ્યા છે.

કલેકટીવ ફાર્મ ઉપર બે સેકન્ડરી એગ્રીકલ્ચરલ સ્કૂલ, ચાર પ્રાથમિક શાળાઓ ને ચાર માધ્યમિક શાળાઓ છે, જેમાં ૬૯ શિક્ષકો અને ૩૯ શિક્ષિકાઓ કામ કરે છે.

ખેડૂતો માટે નવાં બંધાયેલા મકાનમાં અમને ભોજન આપવામા આવ્યું. ફાર્મમાં થયેલા તાજાં ફળફળાદિ, શાકભાજી, માખણ, દૂધ, પાઉં રોટી, વગેરે અમારા માટે ખાસ તૈયાર કરવામા આવ્યા હતા. ખૂબ આનંદથી ભાષાની ગમ્મત કરતાં અમે ભોજન લીધુ. ભાષણો થયા તેમા પણ ભાષાની ભારે ગમ્મત થઇ અને શરમાળ ખેડૂતો અને તેમની પત્નીઓ ભાષાની મુશ્કેલી હોવા છતા હાવભાવથી મૂક આનંદ વ્યકત કરતા હતા.

ફાર્મ જોયા બાદ અમને એક ખેડૂત આગ્રહપૂર્વક પોતાને ઘેર તેડી ગયો. એ આધેડવયનો, જૂના અને નવા જમાનાની સીમા પર ઉભેલો, ખડતલ, મોજીલો અને ભલો ભોળો ખેડૂત હતો. તેની પત્ની ઘરમા ગુરખો રાખની પણ અમને જોઇને ઉઘાડે મેઢે બહાર આવી. આ બન્ને માણસોએ ભારે હેતથી અમારૂં સ્વાગત કર્યું. તેના યુવાન પુત્રે કોટ પાટલુન પહેર્યાં હતાં. અને તેની યુવાન પત્ની યુરોપીયન–રશિયાની ઢબનો પેટીકોટ (ચણિયો) ફ્રોક અને બુટ મોજાં પહેરીને અમારા અનુવાદક ભાઇ બ્હેનો સાથે ઉભી હતી

જૂની ઢબના મુસ્લીમ સસ્કૃતિના એક મકાનના ઓરડામાં ચારે ખૂણે શેત્રંજીઓ બીછાવવામાં આવી. ઉપર કાચની રકાબીઓ મૂકાઈ અને ઘઉના જાડા મોટા રોટલાના ચાર ચાર ટુકડા કરીને સહુને એક એક પીરસવામા આવ્યો. સાથે માખણ, દહી ને મધ મૂકયાં, વચ્ચે ફળનો ઢગલો કરવામાં આવ્યો. આપણે ત્યાંના ગ્રામજનોની પેઠે આગ્રહપૂર્વક જમાડવા લાગ્યા અમારામાના બે ચાર જુવાનોએ લહેરમા આવીને ખાવાની શરતે કરી.

માખણ, દહીં, મધની કે એવી બીજી કોઇ પણ વસ્તુની મદદ વિના એકલો આખો રોટલો ખાઇ જાય તેને ૧૫ કોપેક આપવાની શરત હતી, અને બે એક જણે તો તે શરત પૂરી યે કરી. એ મુસ્લીમ ગૃહસ્થના ઘરનું રાચરચીલું જોયું. આપણા દેશને કેટલીક રીતે એ મળતું આવતું હતું. તાઝીકસ્તાનના એ ગ્રામ પ્રદેશના સામાન્ય સ્થિતિના ખેડૂતોનાં અમે બે ચાર ઘરો જોયાં. તેમની સ્થિતિ આપણે ત્યાંના સુખી ખેડૂતોના જેવી હતી. એકંદરે કલેકટીવ ફાર્મમાં ભળ્યા પછી સુખી અને સંતોષી લાગ્યા. મોટે ભાગે ઘણાખરા ખેડૂતોનાં ઘરમાં રેડીઓ હોય છે.

ફાર્મની ગૌશાળા જોઇ. ગાયો હૃષ્ટ પુષ્ટ હતી. ટકે ૧૫ શેર દૂધ સરેરાશ આપે છે. ગૌશાળાની સ્વચ્છતા નમૂનેદાર હતી.

કલેકટીવ ફાર્મમાં સેંકડો એકરમાં અમે કપાસનું વાવેતર જોયું. પચીશ વર્ષ પહેલાં જે પ્રદેશમાં કપાસનું એક જીંડવું યે થતું ન હતું ત્યાં આજે આખા રશિયાને ૮૦ ટકા કપાસ પૂરો પાડે એટલું ઉત્પાદન થાય છે. આ પ્રદેશમાં વરસાદ ઓછો પડે છે, તેથી નહેરના પાણી ઉપર ઘણો આધાર રહે છે. પામીરના અને બીજા નાના મોટા પહાડોમાંથી વહેતી નદીઓનાં પાણી વાળી લઇને આ સૂકા પ્રદેશને ૨૫ વર્ષમાં નંદનવન બનાવ્યો છે.

સૂકો મેવા, ફળફૂલ અને કપાસથી આખો પ્રદેશ હરિયાળો લાગે છે. વૈજ્ઞાનિકોએ સૂકા ડુંગરાઓ ઉપર પાણી વિના વૃક્ષો ઉગાડવાના પ્રયોગો કર્યા છે, જે અમને નજરે બતાવ્યા. એક મોટું તળાવ અમને બતાવવામાં આવ્યું તેનું રશિયન નામ 'યંગ કમ્યુનિસ્ટ લેક' એવા અર્થનું છે. આ તળાવ યુવક યુવતિઓએ સમૂહશ્રમથી તૈયાર કર્યું છે.

કલેકટીવ ફાર્મ જોઇને અમે સ્ટેલિનાબાદ પાછાં ફર્યાં. રાતે અમને તાઝીકસ્તાનનાં લોક નૃત્ય, સંગીત, અને અભિનય કળા

જોવાનો લાભ મળ્યો. સ ગીત નૃત્ય અને વાજીત્ર એ ત્રણે કળામા નિષ્ણાત એવા ભાઇબ્હેનોએ એક એકથી ચડિયાતી વાનગી પીરસી પ્રેક્ષકોના મન જીતી લીધા આપણા તરફથી ભારતીય સ ગીત અને લોકગીતોની વાનગીઓ પીરસવામા આવી મોડી રાતે તાઝીક અભિનેત્રીએ પોતાના સૂરીલા ક ઠે ગાયુ

सारे जहॉसे अच्छा हिन्दोस्तां हमारा . ..

અને

सारे जहॉसे अच्छा ताझिकस्तान हमारा .....

પ્રેક્ષકોના હર્ષોન્માદ અને તાળીઓના ગડગડાટથી ર ગભૂમી ગાજી ઉઠી

મોડી રાતેય નાનકડો વિદાય સમારભ યોજવામા આ યો. પરસ્પર પ્રેમભાવના દર્શાવતા પ્રવચનો થયા ભારતીય પ્રતિનિધિઓને સ્તાલિનાબાદની મુલાકાતના સ્મરણમા તાઝીક પોષાક પહેરાવવામા આ યો અને ઘડીભર તો અમે સહુ તાઝીક બની ગયા અમારામાથી કેટલાકે પોતાની ટોપીઓ અને પાઘડીઓ તાઝીક યજમાનોને પહેરાવી યુવાન ચીફ એન્જીનીઅર સફેદ ગાધી ટોપીમા અસલ બનારસી પ ડીત જેવા લાગતા હતા તેવીજ રીતે મ્હૈસૂરના એડવોકેટ શ્રી રામચ દ્ર રાવની પાઘડી અમારા રશિયન દુભાષિયા મિ સુરોને સાવ પલટી નાખતી હતી આનદ પ્રમોદ વચ્ચે સમારભ પૂરો થયો

વળતી સવારે તાઝીક પોષાકમા અમે સહુ વિમાની મથકે પહોચ્યા શાતિ સમિતિના કવિ અને ફિલસૂફ પ્રમુખ અમને વિદાય આપતા ગદ્ગદ્ બન્યા. ભારતીય ઢબે છાતી સરસા ચાપીને ભેટતા સૌની આંખો ભીની થઈ અને અનેક સ્નેહભીના હૈયાના સ્પદનો અનુભવતુ અમારૂ વિમાન આકાશ માર્ગે ઉડી મોસ્કોના માર્ગે રવાના થયુ

## સોવિયેત દેશમાંથી




લોખંડની કાચી ધાતુ . દશ લાખ ટન લેખે

૧૯૫૭માં સોવિયેત સંઘમા ૮ કરોડ, ૪૦ લાખ ટન લોખંડની કાચી ધાતુ ખોદી કાઢવામાં આવી હતી. અત્યારે દર સેકન્ડે ૩.૨૪ ટન કાચું લોખંડ ખોદી કાઢવામાં આવે છે. તેમાંથી ૯૧૦૦૦ ચાકીઓ બની શકે તેટલું પોલાદ મળે છે. અને એટલી ચાકીઓ મોસ્કોના સ્મોલ ડિસ્પ્લેસમેન્ટ મોટર વર્કસમાં ત્રણ મહિનામાં બનતી મોટરો માટે પૂરતી છે.



# ટૉલસ્ટૉયના વતનમાં

[ ૧૬ ]

રશિયન મહાત્મા ટૉલસ્ટૉયને ગાંધીજી પોતાના ગુરુ સમાન લેખતા. ગાંધીજી આફ્રિકામાં હતા ત્યારે તેમણે આશ્રમ શરૂ કર્યો, તેનું નામ 'ટૉલસ્ટૉય વાડી' રાખ્યું હતું. તેમના સારા સારા લેખો અને એક વાર્તાનુંયે ગાંધીજીએ ગુજરાતી ભાષાંતર કર્યું હતું. સત્યાગ્રહની લડત ચલાવવામાં ગાંધીજી તેમની સલાહ પણ લેતા. ગુજરાતને તેમનો પરિચય ગાંધીજીએ જ કરાવેલો.

અમે મૉસ્કો ગયા ત્યારથી જ ટૉલસ્ટૉયની જન્મભૂમિનાં દર્શન કરવા આતુર હતા. સોવિયેત શાંતિ સમિતિએ અમારા પ્રવાસની ગોઠવણ કરી આપી. ટૉલસ્ટૉયનું વતન યાસીઆના પોલયાના નાનકડું ગામડું છે ને મૉસ્કોથી ૨૦૦ કિલોમીટર (આશરે–૧૫૦ માઇલ) દૂર આવેલું છે. અમીરનું વિલાસી જીવન છોડી ટૉલસ્ટૉય મૉસ્કોથી યાસિયાના આવી વસ્યા હતા. ત્યાં તેમણે સાદું, મહેનતુ જીવન ગાળેલું. એ આખો પ્રદેશ મનોહર પહાડીઓથી વિંટળાયેલો છે. એક મોટી ટેકરી પર ગામ છે. સામેની ટેકરી ઉપર ટૉલસ્ટૉયના બાપદાદાનું બેઠા ઘાટનું મોટું મકાન છે. એ મકાનમાં આજે



ટૉલસ્ટૉયનું ઘર

સંગ્રહ સ્થાન છે. નીચે પુસ્તકાલય અને ઉપર ટોલસ્ટોયની યાદગીરીની વસ્તુઓ રાખેલી છે.

અમને બતાવનારામાં એક સંગ્રહસ્થાનના વ્યવસ્થાપક અને બીજા ટોલસ્ટોયના મંત્રી વેલેન્ટીન હતા. સને ૧૯૧૦ માં ટોલસ્ટોયનું અવસાન થયું તે પહેલાં ૧૯૦૯ થી ૧૯૧૦ સુધી છેલ્લા વર્ષમાં તેઓ ટોલસ્ટોયના અંગત મંત્રી હતા. એ વખતે તેમની ઉંમર ૨૩ વર્ષની હતી. અત્યારે ૬૮ વર્ષના છતાં ઉત્સાહી યુવાન જેવા જણાતા હતા. ગાંધીજીના અનુયાયી તરીકે તેમણે અમારો ઘણા હેતથી સત્કાર કર્યો. ભોજનનો સમય થયો હતો, તેથી પ્રથમ સૌને જમાડયાં. અમે શાકાહારી છીએ તેમ જાણીને તેઓ બોલ્યા ' ટોલસ્ટોય પણ શાકાહારી હતા. અને વોડકા પણ ન લેતા. ઉત્તરાવસ્થામાં તેમનું જીવન સાદું, નિર્વ્યસની અને સાત્ત્વિક હતું.

ભોજન બાદ અમે સ્મારકગૃહ જોવા ગયાં. નીચેનું પુસ્તકાલય જોયું. તેમાં દુનિયાની જુદી જુદી ભાષાઓના અનેક ગ્રંથો હતા. શાળાઓમાં રજા હોવાથી વિદ્યાર્થીઓ અને અધ્યાપકો ત્યાં જોવા આવ્યા હતા. દર વર્ષે લાખો સ્ત્રી પુરુષો જગતનાં દરેક ભાગમાંથી એ સ્થળનાં દર્શને આવે છે.

ઉપરના માળ ઉપર એક મોટા ઓરડામાં અમને લઈ ગયા. એક સાદા ટેબલ ઉપર જમવાનાં વાસણો રાખેલાં હતાં. હાથ ધોવાનું નાનું ચકલીવાળું પીપ એક બાજુ ગોઠવેલું હતું. ટેબલ ફરતી ખુરશીઓ હતી. મુખ્ય ખુરશી ઉપર ટોલસ્ટોયનાં પત્ની બેસતાં. તેની બાજુમાં ટોલસ્ટોય બેસતા. તેમનું ભોજનગૃહ હંમેશા ભરેલું રહેતું. કવિઓ, લેખકો, ચિત્રકારો, સંગીતકારો, રાજ્યકર્તાઓ, વૈજ્ઞાનિકો તેમને મળવા આવતા. ભોજનખંડમાં એ પિયાનો હતા. ટોલસ્ટોયનું કુટુંબ સંગીતનું શોખીન

હતુ. તેઓ જાતે સંગીત વગાડતા. એ વખતના ચિત્રકારોએ દોરેના કુટુમ્બીજનોના ચિત્રો ભીંતો ઉપર લટકાવેલા હતા.

ત્યાંથી અમે અભ્યાસ ખંડમાં ગયા. જે ઉપર બેસીને ટૉલસ્ટૉય છેલ્લા દિવસોમાં લેખન કામ કરતા તે ટેબલ જેમનુ તેમ રાખેલું છે. લેખન સામગ્રી પણ એ જ હાલતમાં સાચવી છે નાની અભરાઈમાં છેવટના દિવસોમાં વાચવા રાખેલા પુસ્તકો હતા, તેમાંથી એક પુસ્તક કાઢીને એમના મંત્રીએ અમારા હાથમાં મૂક્યુ. અમે એ ઉઘાડીને જોયુ તો આફ્રિકાના પાદરી ગ્રેરન્ડ ડૉકનુ લખેલું બાપુનું જીવન ચરિત્ર–'ગાંધી એમ. કે.' હતુ બાપુનો બેરીસ્ટરના લેબાસમાં ફોટો હતો. પુસ્તકમાં કેટલીક જગ્યાએ ટૉલસ્ટૉયે પોતે પેન્સીલથી નિશાન કર્યાં હતા. જે વિચારો ટૉલસ્ટૉયે પોતાના પુસ્તકોમાં દર્શાવેલા તે વિચારોનુ પ્રતિબિંબ જોઈને તેઓ અત્યંત રાજી થયા હતા. તેમના મંત્રીએ કહ્યું, કે 'ટૉલસ્ટૉય સાથે ગાંધીજીનો પત્ર વ્યવહાર ચાલતો હતો. તેઓ અનેકવાર કહેતા કે 'ગાંધી મારા વિચારનો અમલ કરી રહ્યા છે'' બાપુના પત્રો સંગ્રહ સ્થાનમાં સાચવી રાખેલા છે. લખવાના ટેબલ ઉપરના બીજા પુસ્તકોમાં 'સુત્તનિપાત' અને ગૉસ્પેલ ઑફ ધી બુદ્ધ' પણ હતા આખરના દિવસોમાં તેમણે હિન્દુ ધર્મનો અભ્યાસ ખૂબ જ ભક્તિભાવથી કર્યો હતો કોઈપણ ભારતવાસીને મળવા અને તેની પાસેથી હિન્દુ ધર્મનું રહસ્ય જાણવા તેઓ ખૂબ ઉત્સુક હતા.

માનવ જીવનની અંતિમ સાધના હિન્દુ ધર્મમાં જે રીતે આલેખી છે તેને તેઓ ઘણુ મહત્વ આપતા. આત્માની અમરતા સાથે દેહની નશ્વરતા અને ઐહિક સુખોની લાલસા વિષે તેમણે હિન્દુ ધર્મ શાસ્ત્રોમાંથી ઘણુ વાચ્યુ હતું. ઇન્દ્રિયજન્ય સુખો

પભોગમાં રચ્યાપચ્યા રહેલા જીવોને ચેતવવા માટેની હિન્દુ ધર્મની કવિતાઓ તેમને બહુ ગમતી. એ રૂપક તેઓ ખેડૂતોને વારંવાર કહેતા.

તેમના લેખનના ઓરડામાં અમેરિકન વૈજ્ઞાનિક એડીસને પોતે કરેલી શોધનું ભેટ તરીકે મોકલેલું ગ્રામોફોન હતું, તેવી જ રીતે એક બાસ્કીર ખેડૂત તરફથી મળેલ લાકડામાંથી બનાવેલ સુંદર વાટકો પણ હતો. ટૉલસ્ટૉયને મન મહાન વૈજ્ઞાનિક અને સાદા ખેડૂતની ભેટ સરખી જ પ્રિય હતી. લેખનગૃહ પાસે જ જરૂખો હતો. તેમાંથી સામે યાસ્નિયાના ગામ દેખાતું હતું, અને ચોમેરની હરિયાળી પહાડીઓ કુદરતી બાગ જેવી શોભી રહી હતી.

શયનગૃહમાં પલંગ અને પથારી પાથરેલાં હતાં. ખીંટી ઉપર પહેરણ અને ગંજીફરાક લટકતાં હતાં. ઝભ્ભાએ થીગડું દીધેલ તેના તરફ મેં મિત્રોનું ધ્યાન દોર્યું, એટલે તેમના મંત્રી બોલી ઉઠ્યા.

'એ થીંગડું તેમણે પોતાના હાથે માર્યું હતું.'

પથારીમાં એક નાનું રંગીન ઓશિકું મૂકેલું હતું તેમાં રશિયન ભાષામાં અક્ષરો ભરેલા હતા. તેના વિષે પૂછતાં મંત્રી બોલ્યા' મોસ્કોમાં ટૉલસ્ટૉયનું મોટું કુટુંબ અમીરના ઠાઠથી રહેતું તેમાં તેમનાં બહેન પણ હતાં. તેમને સૌને ટૉલસ્ટૉયે યાસ્નિયાના ગ્રામી જીવનનો ખરો આસ્વાદ લેવા નિમંત્રણ આપેલું.

તેના જવાબમાં તેમનાં બહેને લખ્યું કે 'તમે જે વિચારો ધરાવો છો તે મૂર્ખાઈ ભરેલા છે.'

ટૉલસ્ટૉયે સામો ઉત્તર વાળ્યો, કે 'હું મૂર્ખ નથી, પણ તમે ૭૦ જણ મૂર્ખ છો.' એ બહેનને ટૉલસ્ટૉય ઉપર ખૂબ હેત હતું. તેમણે આ ઓશિકું ભરીને મોકલ્યું અને તેમાં લખ્યું:

'૭૦ મૂર્ખાઓમાંની એક.'

ટૉલસ્ટૉય એ વાંચીને ખૂબ હસ્યા અને તેમની સુપ્રસિદ્ધ ૨૩ વાર્તાઓમાં 'ઇવાઈ ધી ફૂલ' માં આ વિચારો કલામય રીતે ગૂંથ્યા.

પલંગની બાજુમાં હાથ–મો ધોવાનું વાસણ ઘોડી પર રાખેલું હતું. છેવટ સુધી ટૉલસ્ટૉય પોતાના તમામ કામ પોતાને હાથે જ કરતા હતા.

ટૉલસ્ટૉયનાં પત્નીના ઓરડામાં ટૉલસ્ટૉયના કુટુંબી જનોનાં ચિત્રો હતાં. એક સીવવાનો સંચો હતો. ટૉલસ્ટૉયના અવસાન પછી તેઓ નવ વર્ષ જીવ્યાં. તેઓ જાતે સીવણ–ગૂંથણનું કામ કરતાં અને એ રીતે ટૉલસ્ટૉયની યાદી સાચવતાં. નીચેના ભાગમા ભંડકમાં જૂના જમાનામાં જ્યાં ધાન્યના કોઠારો હતા ત્યાં ટૉલસ્ટૉયે અભ્યાસગૃહ બનાવેલું. એ જગ્યાએ તેમને ખૂબ શાંતિ મળતી. એ જ સ્થળે "એના કેરેનીના," 'વૉર એન્ડ પીસ,' 'રિસરેક્શન,' વગેરે નવલ કથાઓ લખાયેલી.

તેની બાજુમાં જ ટૉલસ્ટૉય ખેડૂતનાં બાળકોની નિશાળ ચલાવતા. એ કામમાં તેમની દીકરી મદદ કરતી. તેઓ ખેડૂતોનાં બાળકોને નવરાવતા, રમાડતા, વાર્તાગીત કહેતા ને ગીતો ગવડાવતા. એ શાળાને અંગે તેઓ યુરોપના કેળવણીકારો ફ્રોબેલ, રૂસો વગેરેને મળવા ગયેલા. એ શાળાને આપણે વર્ધા યોજનાની

ગંગોતરી કહી શકીએ. બાપુએ ફીનીકસ આશ્રમમાં ઉદ્યોગ-પ્રધાન શાળા ચલાવેલી, તેમાં ટોલસ્ટોયની શાળાના પ્રયોગોની અસર ઘણી હતી.

ટોલસ્ટોયના મકાનથી થોડે દૂર બર્ચ અને લાઇમનાં ઊંચાં વૃક્ષોની ઘટા જામેલી છે. એ વૃક્ષો ટોલસ્ટોયે પોતે યોજના પૂર્વક ઉગાડેલાં. એ વખતની ઝારની સરકારે એ યોજના સ્વિકારી ન હતી, પણ ક્રાન્તિ પછી ટુલા પ્રાંતમાં એ યોજનાને સારો આવકાર મળ્યો હતો.

ઘટાદાર વૃક્ષોની છાયામાં ઘણે દૂર ચાલ્યા બાદ, પ્રશાંત સ્થળે અમારા યજમાનો ગંભીરપણે ઉભા રહી ગયા. ઘાસની બનાવેલી લંબ ચોરસ કબર ઉપર ફૂલ ગોઠવ્યાં હતાં. જેવું ટોલસ્ટોયનું જીવન શાંત, મધુર ને સુવાસિત હતું તેવી તેમની સમાધિ હતી. એ પુનિત સ્થળે સૌનાં હૈયાં અને નેત્રો સહજ નમી પડયાં.

એ પાવનકારી સ્થાનની વિદાય લેતાં અમારાં હૈયાં ભરાઇ આવ્યાં. જગતમાં ગમે તે સ્થળે જાવ, સંતોનાં જીવન એક સરખાં હોય છે. અમને મહાત્મા ટોલસ્ટોયનું ત્યાગી અને ફકીરી જીવન જોઇ વૈરાગી રાજા ભર્તૃહરિ અને ગૌડ બંગાળનો સન્યાસી રાજવી ગોપીચંદ યાદ આવ્યા.

ટોલસ્ટોયના મંત્રીને અમે છેલ્લો પ્રશ્ન પૂછયોઃ ટોલસ્ટોયનું જે સ્વપ્ન હતું, તેમણે પોતાની અમર નવલકથાઓમાં જે વિચારો જગત સમક્ષ રજુ કર્યા હતા, રશિયાના ખેડુતો, મજૂરો અને તમામ શ્રમજીવીઓના સુખની તેમની જે કલ્પના હતી તે આજે સિદ્ધ થઇ છે તેમ આપને લાગે છે ?

મંત્રીએ ગંભીરપણે જવાબ આપ્યોઃ ખેડૂતો જમીનના માલીક બન્યા છે, મજૂરો કારખાનાનાં સંચાલક થયા છે. રશિયાનો વેપાર સમગ્ર પ્રજાના હાથમાં છે. જમીન ને મકાન સૌનાં સહિયારાં છે. તમે આ ગામડાંનાં મકાનો રાચ્ય રચીલું, બાળકો વગેરે જોયાં, તે સૌ આજે સુખી છે, પણ એ બધું બહારના દબાણથી થાય તેમ ટૉલસ્ટૉય ઇચ્છતા ન હતા. લશ્કરી બળમાં તેઓ માનતા ન હતા, પણ છેલ્લાં સાત વર્ષથી વિશ્વશાંતિપરિષદ જગતમાં જે ભાઇચારો અને સહકારની ભાવના ફેલાવી રહી છે, રશિયાના આજના રાજ્ય કર્તાઓ જગતમાં ફરી યુદ્ધ ન થાય તેમ ઇચ્છી રહ્યા છે, અને તેને માટે તમારા વડા પ્રધાન પં. નહેરૂ સાથે હાથ મિલાવી જે શુભ પ્રયાસ કરી રહ્યા છે, તેથી ખરેખર ટૉલસ્ટૉયનો આત્મા પ્રસન્ન થતો હશે."

આ આખરી શબ્દો સાથે અમે સૌની ભાવભીની વિદાય લીધી.



જ્યાં સદાય માટે નિદ્રા લીધી

[રશિયન પ્રાધ્યાપક ચેલીશેવનો પરિચય અન્યત્ર છે અહીં તેમણે લખેલ હિન્દીપત્ર જેમ ને તેમ ઉતાર્યો છે અનેક રશિયન ભાઈ-બહેન રશિયામાં છૂટથી હિન્દી બોલે છે અને લખે છે]

મેરે અજીજ દોસ્ત ભાનુભાઈ.

સલામ.

કઈ દિનોં કે બાદ આપકી અંગ્રેજી મેં લિખી હુઈ ચિઠ્ઠી મુઝે મિલી. અચ્છી બાત હૈ કિ આપ મેરી યાદ રખતે હૈં. મૈં ભી આપકી ઔર આપકે દોસ્તોં કી અકસર યાદ કરતા હૂં. મુઝે આપકા સમાચાર પત્ર "સમય" મિલતા જાતા હૈ. બડી અફસોસ કી બાત હૈ કિ મુઝે ગુજરાતી ભાષા નહીં આતી. અભિ તક મુઝે ગુજરાતી ભાષા કી પુસ્તિકા નહિ મિલી. શાયદ થોડી દેર મેં જરૂર મિલેગી.

ઇરિના સ્મિરનોવા તમીલ સાહિત્ય કા અધ્યયન કર રહી હૈ ઔર મૈં ઉસકા નિરીક્ષણ ઔર સંચાલન કરતા હૂં. ઇસ કામ મેં સબસે બડી રુકાવટ તમીલ ભાષા મેં છપી હુઈ કિતાબોં કી કમી હૈ.

શાયદ નિકટ ભવિષ્ય મેં મુઝે આપસે મિલને કા સુઅવસર મિલેગા.

૧ જુલાઈ મોસ્કો

આપકે ચેલીશેવ



કિવના સ્ટેશને
સ્વાગત

# વિદાય

## [ ૧૭ ]

છેલ્લે દિવસે ભારતીય પ્રતિનિધિઓને વિદાય આપવા માટે મોસ્કોની એક મોટી હોટેલમાં સોવિયેટ શાંતિ સમિતિ તરફથી વિદાય સમારંભ યોજવામાં આવ્યો. તેમાં વિદાયનાં અને ભારત તરફથી આભાર દર્શનનાં પ્રવચનો થયાં. ભારતીય પ્રતિનિધિ મંડળના નેતા ડો. કોશાંબીજી વક્તાઓનો પરિચય આપતા જતા હતા. આ પ્રસંગે બે શબ્દ કહેવાનું શ્રી રામભાઇને પણ કહેવામાં આવ્યું. તેમનો પરિચય આપતાં શ્રી કોશાંબીજી બોલ્યા "આપણી વિશ્વશાંતિ સમિતિએ શાંતિનું કાર્ય ફક્ત સાતેક વર્ષથી શરૂ કર્યું છે. પરંતુ જેમણે શાંતિનું કાર્ય જીવનનાં મોંઘા મૂલાં પચાસ વર્ષો સુધી કર્યું, જેમણે ભારત જેવા દેશમાંથી બ્રિટિશ સામ્રાજ્યને અહિંસક સાધનોથી હટાવી દીધું અને જગતની બે મહાન પ્રજાઓ–હિન્દુ અને મુસ્લીમની એકતા કાજે પોતાના જીવનનું બલિદાન આપ્યુ, જેમના સુયોગ્ય શિષ્ય પં. નહેરૂજી આજે જગતશાંતિના જ્યોતિર્ધર તરીકે કાર્ય કરી રહ્યા છે, એવા

મહાત્માજીના ભક્ત અને અનુયાયી અમારા પ્રતિનિધિ મંડળમાં આવ્યા છે, તેઓ હવે શાંતિને વિષે આપને બે શબ્દ કહેશે."

આટલી પૂર્વ ભૂમિકાના આધારપર શ્રી રામભાઈએ કહ્યું :— વહાલા ભાઈઓ,

ઘણાં લાંબા સમયથી જે કર્મભૂમિનાં દર્શન કરવાની અમારી ઉંડી ઈચ્છા હતી તે ઈશ્વર કૃપાએ પૂરી થઈ. બે અઠવાડિયાના આ ટુંકા ગાળામાં સોવિયેટ ભૂમિમાં અમે શું શું જોયું ? અહીં અમને એવી અનેક વસ્તુઓ જોવા મળી કે જે દુનિયાના બીજા દેશોની સફરમાં જોવા નહોતી મળી. જે અહીં અમે જોયું, તેનું વર્ણન હું તમને કયા શબ્દોમાં આપું ? એકજ શબ્દમાં કહું તો અહીં અમે માનવતાનાં દર્શન કર્યાં.

લેનિનગ્રેડમાં (ક્રાન્તિનું) પ્રભાત કેવી રીતે પ્રગટ થયું એની નિશાનીઓ અમે અહીં દીઠી. ગયા મહાયુદ્ધમાં ભારે બોમ્બમારાથી જે તારાજ થયેલું એ પ્રાચીન નગર ૧૦ વર્ષમાં સહકાર અને પ્રબળ પુરૂષાર્થે કેવી રીતે નવું બની ગયું એ અમે અહીં નજરે નિહાળ્યું. પૌર્વાત્ય ભાષાઓના અભ્યાસમાં પોતાની જાતને ખોઈ નાખનારા અધ્યાપકો જોયા, મહાભારતના અનુવાદ પાછળ બાર બાર વર્ષના તપ કરનાર ઋષિનાં દર્શન કર્યાં. ઝારના શિશિર મહાલયમાં આવેલાં સંગ્રહસ્થાન અને ચિત્રાવલી જોયાં. યુરોપનું અજોડ સ્ટેડીઅમ અને પાર્ક જોયાં: બાલમંદિરો અને ઉપવન શિબિરો જોયાં. કારખાનાંઓ અને સમૂહ ખેતીમાં કામ કરતાં ઉદ્યમી મજૂરો અને કિસાનોને જોયાં. અમે અહીં લેખકોને મળ્યા, સાહિત્ય અને સંગીતનો આસ્વાદ લીધો. સોવિયેટ સંઘની કલા, સર્જન શક્તિ અને પુરૂષાર્થના પ્રતિક સમું ખેતીવાડી પ્રદર્શન જોયું.

સુદૂર ભારતની સીમા પર તાઝીકસ્તાનનું પાટનગર સ્તાલિનાબાદ જોયું. પામિરના હિમાચ્છાદિત પર્વતમાંથી વહેતી આમુદરિયા, સમદરિયા અને એવી અનેક નદીઓનાં નીર નાથીને તેમાંથી નહેરો અને વિજળીના ચમત્કારે અહીં રણ પ્રદેશને નંદનવન બનેલો દીઠો. સમૂહ ખેતીના પ્રયોગો જોયા. ટુંકમાં ઝારના શોષણથી ચૂસાઇ ગયેલા વિશાળકાય દેશને પ્રબળ પુરુષાર્થથી ઊંચે ઉઠતો નિહાળ્યો.

પરંતુ આ ઉપલક નજરે દેખાતી વસ્તુઓની પાછળ અમને જે માનવતાનું સુભગ દર્શન થયું એ ચિરસ્મરણીય રહેશે.

લેનિનગ્રેડથી સ્તાલિનાબાદ સુધીના પાંચ હજાર કિલોમિટરના પ્રવાસમાં અમે જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં અમને માનવપ્રેમનાં અદ્‌ભુત દર્શન થયાં. સ્ટેશન પર, રસ્તામાં, બજારમાં, શાળાઓમાં, કારખાનાઓમાં, ખેતરોમાં, નાટ્યગૃહોમાં જ્યાં ગયા ત્યાં સર્વત્ર અમને એક સરખો પ્રેમનો પરિચય થયો.

મહાત્મા ગાંધીજી કહેતા કે પ્રેમની શકિત અણુબોમ્બ કરતાં વધારે તાકાતવાળી છે, એ વાતનો અમે હેલસિંકીમાં સ્વાનુભવ કર્યો. યુદ્ધને માટે એકત્ર થયેલા લોકોની આંખમાં વેર અને ઇર્ષાની આગ ભભૂકતી હોય છે; જ્યારે શાંતિને ઝંખતા માનવીઓની આંખમાં ભ્રાતૃભાવ અને તેમનાં હૃદયમાં માનવ પ્રેમ ભરેલો હોય છે. જેઓ કદી કોઇને મળ્યા ન હતા, જેઓ એક બીજાની ભાષાયે જાણતા ન હતા, એવા દેશ દેશના લોકો વિશ્વ શાંતિના સમાન ધ્યેયને માટે હેલસિંકીમાં એકઠા મળ્યા ત્યારે આપો આપ તેમના હાથ લંબાયા ને પરસ્પર પ્રેમભાવથી અને હૃદયના ઉમળકાથી ભેટી પડયા. રાજકીય, આર્થિક, સામાજિક અને ધાર્મિક રીતે જુદા વિચારો ધરાવનારા લોકો કેવળ શાંતિને નામે હાથ અને હૈયાં મેળવે, એ પ્રેમ રસાયનની અદ્‌ભૂત શકિત બતાવે છે.

આમ કહીને શ્રી રામભાઈએ શાંતિ સમિતિના ઉપપ્રમુખ બહેનના હાથમાં રેંટિયો ભેટ આપ્યો. તેમણે સહર્ષ સ્વિકાર કરતાં કહ્યું "ખોલી બતાવો" રેંટિયો ઉઘાડતાં સહુ જોઈ રહ્યાં. તેમણે ફરી કહ્યું "હવે કાંતી બતાવો". અમારા હિન્દી અનુવાદક ભાઈ ચેલીશેવે રેંટિયો ઉંચો કરી સહુને બતાવ્યો અને પછી રશિયાના રિવાજ મુજબ નારંગીના રસની પ્યાલીઓ પરસ્પર પ્રેમપૂર્વક પીધી.

તે સાંજે પત્રકાર, લેખક અને વિચારક મિત્રો અમને ઘેરી વળ્યા અને રેંટિયો એ સત્તા અને અર્થનું શી રીતે વિકેન્દ્રીકરણ કરે છે તે વિષે અનેક પ્રશ્નો પૂછ્યા. અમે તેમને બાપૂના સર્વોદય સમાજની કલ્પના સમજાવવા પ્રયત્ન કર્યો.

રાત્રે નવ વાગ્યે મોસ્કો સ્ટેશનથી રેલ રસ્તે યુક્રેઈનના પાટનગર કીવ જવા અમે રવાના થયા.

યુક્રેઈન પ્રાંત રશિયાનો ધાન્ય ભંડાર ગણાય છે. સવારમાં ઉઠીને અમે બારીમાંથી બહાર જોયું તો જ્યાં સુધી નજર પડી ત્યાં સુધી ઘઉંના પાકથી લચી પડતાં ખેતરો જોયાં. બર્ચની વૃક્ષરાજી, ઘઉં, મકાઈ અને જુવારનાં સુંદર હરિયાળાં ખેતરો, વાડીઓ વચ્ચે રૂપાળાં નાનાં મકાનો, ઘુંટણપૂર ઘાસમાં ચરતી ગાયો, ઘોડાં ને ઘેટાં, ખેડૂતનાં આંગણાંમાં ફરતાં બતક ને મરઘા. આવી યુક્રેઈનની રસાળ ભૂમિ નિરખતાં બપોરના ચાર વાગે અમે કીવ પહોંચ્યા. સ્ટેશન ઉપર ભારે મેદની મળેલી. પગ મૂકવાનીયે જગ્યા નહોતી. અમારું ઉમળકાભેર સ્વાગત થયું. અમને ફૂલ ગજરાથી ઢાંકી દીધાં. સ્ટેશનનાં ચોગાનમાં સ્વાગત પ્રવચનો થયાં ત્યારબાદ શહેર તરફ હંકારી ગયા.

કીવ હજાર વર્ષનું જૂનું શહેર છે. નીપર નદીને કિનારે ભારે વિસ્તારમા વસેલું છે. ૭૦ લાખની વસ્તી છે. જૂના વખતમા પોલાન્ડને તાબે હતું, રશિયાની મદદથી મુકત થયુ. ગત મહાયુદ્ધમાં હીટલરે રશિના ઉપર ચડાઇ કરી ત્યારે પહેલું આક્રમણ યુક્રેઈન ઉપર કરેલ. કીવ શહેર તારાજ બન્યુ. સેંકડો મકાનો જમીન દોસ્ત બન્યા. અઢી વર્ષ સુધી હીટલરનો કબજો એ રહ્યો. કીવને છોડાવતા હજારો માણસો મરાયા. કીવને મોરચે લગભગ બે લાખ માણસોની ખુવારી થયેલી ભાઈ ચોનીશેવ જર્મન છાવણી ઉપર બોમ્બ ફેંકતા આ ઠેકાણે ઘાયલ થયેલ અને ૭ માસ ઇસ્પીતાલમા રહેલા

ભોજન લીધા બાદ અમે શહેર જોવા નીકળ્યા. આખું શહેર લગભગ નવું બની ગયુ છે, એમ કહીએ તો ચાલે. પ્રથમ શેવચેન્કો સંગ્રહાલય જોવા ગયા. શેવચેન્કો એક ક્રાંતિકારી દેશ ભકત થઇ ગયા. તેઓ કવિ અને ચિત્રકાર હતા. સને ૧૮૧૪ મા એક ગરીબ કુટુંબમા એમનો જન્મ થયેલ. નવમે વર્ષે પિતા અને બારમે વર્ષે માતા ગુજરી જતા, એક જમીનદારને ત્યા ગુલામ તરીકે એઓ રહ્યા. ત્યા તેઓ ઘેટા ચરાવતા, ઘરકામ કરતા ને વખત મળે ત્યારે ચિત્રો દોરતા. એ રીતે ચિત્ર દોરતા એકવાર બાળક શેવચેન્કો પકડાઇ જતા જમીનદારે તેમને સખ્ત માર માર્યો, છતા તેની અંદરનો ચિત્રકાર મર્યો નહિ. ૨૪ મે વર્ષે તેઓ ગુલામગીરીમાથી મુકત થયા. દસ વર્ષ લશ્કરમાં સીપાઇગીરી કરી. ફકત તેર વર્ષ સ્વતંત્ર માનવી તરીકે તેઓ જીવ્યા તે દરમ્યાન તેમને ત્રણવાર જેલ અને હદપારીની સજા થયેલી. સને ૧૮૬૧ મા ૪૭ વર્ષની યુવાન વયે તેમનું અવસાન થયુ. યુવાવસ્થામા ગોર્કી, વોરોશિલોવ મોલોટોવ વગેરે શેવચેન્કોના કાવ્યો, વાચતા અને તેમાથી તેઓ દેશ ભકિતની પ્રેરણા

લખાવી અને પાંસઠ વર્ષના વૃદ્ધોએ પોતાની ઉમ્મર સાઠ વર્ષની લખાવી. આને ફરજિયાત સમજો કે મરજિયાત એ આપની મરજી."

એકવાર કોઈએ પૂછ્યું "રશિયામાં જમીન, મકાનો, કારખાનાં, વેપાર રોજગાર બધું સરકારી છે તો પછી તમારું પોતાનું શું?"

આ પ્રશ્નનો સામાન્ય જવાબ ચેલિશેવે એ વખતે આપેલો. પરંતુ છૂટા પડતાં પહેલાં એણે અમને પૂછ્યું. "મે' હિન્દુ ધર્મનાં પુસ્તકો વાંચ્યાં છે, પ્રેમચંદજીની વાર્તાઓ વાંચી છે. તમે લોકો તો દેહને ભાડૂતી મકાન જેવો માનો છો અને સંસારને સરાઈ (ધર્મશાળા) સમજો છો તો પછી આપ લોકો જમીન અમારી નથી, મકાન અમારાં નથી એમ કેમ કહેતા નથી?"

"એ ખ્યાલ હવે ધીમે ધીમે ફરવા લાગ્યો છે, તમે વિનોબાજીની ભૂદાનની વાત સાંભળી. કાયદાને જોરે નહિ, પણ પ્રેમના બળે પોતાનો માલિકી હક્ક છોડી દેવાની વાત અમારે ત્યાં ફેલાતી જાય છે. પવન અને પાણીની પેઠે જમીન અને મિલકત પણ ભગવાનની છે, અને તેનો સહુએ સમાન રીતે ઉપયોગ કરવો જોઈએ, એ વાત ભારત વાસીઓ હવે સમજવા લાગ્યા છે. વિશ્વશાંતિને માટે પણ એ જ એક ઉપાય છે, એમ સંત વિનોબા કહી રહ્યા છે."

અહિંસા અને નિષ્ફળ શાંતિનો વિરોધ કરનાર ચેલિશેવ ઉપર વિનોબાજીની વાતની ભારે અસર થઈ. તેમણે એ સાહિત્ય મોકલવા કહ્યું. એટલામાં રશિયાની સરહદ નજીક આવી લાગી. રશિયન મિત્રોએ પુષ્કળ સાહિત્ય, ગ્રામોફોનની રેકર્ડ્ઝ, ફોટા, આલ્બમો વગેરે ભેટ આપ્યાં.



# પ્રાગના પંથ પર

[ ૧૮ ]

ઝેક સરહદના પહેલા સ્ટેશને સ્વાગત

મોસ્કો છોડતા જેવો અનુભવ થયો હતો તેવો જ અનુભવ કીવ છોડતા પણ થયો. નાના નાના બાળકો અમારી ઉપડતી બસ ફરતા ઉભા હતા. દોરા, તમારા, નતાશા, બેલા અને બીજા કુમાર મિત્રો એમને ભાવભરી વિદાય આપવા ઉભા હતા બસ ઉપડતી હતી એ વેળા અમે એક બહેનને પૂછ્યુ "અની મેસેજ ફોર ઇન્ડિયા?" તો તેણે કહ્યુ· "રાજકપૂરને કહેજો કે અમે યાદ કરીએ છીએ, અને અહીં આવી જાય."

ઘણા મિત્રોએ વિદાય વેળા સ્મૃતિ તરીકે ભારતના ચિત્રકાર્ડ માગ્યા અને બસ ઉપડી.

કીવનુ સ્ટેશન ભારતના સામાન્ય મોટા સ્ટેશનો હોય છે તેવુ હતુ અમારા માટે ખાસ ડબ્બા ખડા હતા. આ ગાડી

અમને ઠેઠ સરહદ સુધી લઇ જવાની હતી. ટ્રેઇનના ડબ્બામાં અમે સ્થાન લીધું. ચાર બેઠકવાળા કંપાર્ટમેન્ટમાં અમે બેઠા હતા. રશિયન અને અંગ્રેજીના અનુવાદક અને અમારા સતત સાથી એન્દ્રી આવીને મળી ગયા. કોઇએ કહ્યું: "બારી બહાર જુવો તો !" એ વખતે ગાડી ઉપડવાની તૈયારી હતી. એંજીન એની વરાળ કાઢતાં મોટો અવાજ કરી રહ્યું હતું. અમે બહાર ડોકાયા. તો "તમારા" અમને આવજો કહી રહી હતી. પ્રવાહી અંગ્રેજી બોલતી આ વિદુષી બહેનની આંખમાં દુઃખ હતું. ચોક્કસ અને આવશ્યક જ બોલતી આ બહેન ગળગળી બની ગઈ હતી. ભારતમાં જરૂર આવજો એમ અમે એને કહ્યું.

અમારા રશિયાના પ્રવાસમાં અન્ય વ્યકિતઓ સાથે તમારા એક અનોખી વ્યકિત હતી. પચીસ છવીસ વર્ષની તમારા પરિણિત નહોતી. પોતાના વ્યવસાય ઉપરાંત અંગ્રેજીના દુભાષિયા તરીકે કાર્ય કરતી હતી. રાજકારણ, સમાજ શાસ્ત્ર, વિજ્ઞાન અને યંત્ર ગતિની એની સમજ એક કુશળ જાણકાર જેવી હતી. ગ્રહણ શકિત અજબ તો હતી જ, પરંતુ એન્જીનીઅર, અગર અર્થશાસ્ત્રી તેના જે પ્રત્યુત્તર આપે તે કરતાં પણ તમારા વધુ સ્પષ્ટ રીતે જવાબો આપતી હતી.

સાવ સાદી, આભૂષણ વિનાની આ યુવતીનો મીજાજ પણ લશ્કરી હતો. હંમેશની મિતભાષી તમારા મહેમાનોને અંગ્રેજીમાં કહેતી: 'મેઇક હેઇસ્ટ, કમ વિથ મી.' અમે એને પૂછ્યું કે અંગ્રેજીનો 'પ્લીઝ' જેવો સસ્તો શબ્દ જે વાકયે વાકયે આવવા ટેવાયેલો છે તેનો તમે કેમ કદી ઉપયોગ કરતા નથી ? તો તેણે જવાબ આપ્યો કે એવું એવું નિરર્થક બોલી સમય વ્યય કરવામાં હું માનતી નથી.

તમારો અને એન્ડ્રી ટ્રેઇનમાંથી ઉતરી ગયા. રાત્રે ૧૧ ને ૪૫ વાગ્યે કિવનું સ્ટેશન છોડી ટ્રેઇન એક સરહદ તરફ આગળ વધી.

હવે રશિયાની સરહદ પુરી થતી હતી. ચેલીશોવ, માદામ કલીના, નીના અને યૂરો આવજો એમ કહે છે. દિવસો સુધી સાથે રહીને માયા બંધાયેલી છે. ડબ્બાના બારણાં બહારથી બંધ કરવામાં આવે છે. તાળાં બંધ થાય છે.

રશિયાની સરહદ પૂરી થાય છે. રશિયાનો પ્રવાસ પૂરો થયો. લેનિનગ્રેડ, મોસ્કો, યાસિયાના, પોલિયાના, સ્તાલિનાબાદ ને કિવના પ્રસંગો ટ્રેઇનથી વધુ ઝડપે પસાર થાય છે.

એક કલાક સુધી નધણિયાતા રહ્યા. અમારા ડબ્બાને એક એંજીન ખેંચતું આગળ વધે છે. "સિરના નાદલીઓ" પહેલું ઝેક સ્ટેશન આવ્યું. અમારું સ્વાગત કરવા મોટું ટોળું ઉભું છે.

ઘડિયાળ બે કલાક પાછળ મૂકી. ભારત કરતાં પાન કલાક પાછળ. હેલસીંકીના ટાઇમની બરોબર.

સ્ટેશને સ્ટેશને હાર ગજરા લઇને માનવીઓ ઉભરાતા હતા. પ્રદેશ તો યુક્રેઇન જેવો જ રળિયામણો પસાર થતો હતો. પહાડ અને ઝરણાં વચ્ચેથી પસાર થતી ગાડી રમણીય દૃશ્ય ખડું કરતી હતી. વહેતાં ઝરણાને પૂછવાની ઇચ્છા થતી હતી:

ઝરણું જાતું રે, કોનાં ગીતડાં ગાતું !
ઝરણું જાતું રે, હરખે કાં મલકાતું !

અને પૃથ્વીનો સાંકડો પટ મૂકી અમે એનું વિશાળ સ્વરૂપ જોવા નીકળ્યા હતા, અમારા માટે ધરતીના આ અજાણ્યા છેડે વહેતાં ઝરણાને સંવાલ પૂછાતો હતો કે.—

કઇ ધરતી પર ઉગમ એના
 કયા કિનારે પ્રવાસા !
ભટકી અથડી ગેબી—ગહનમાં
 અંતરિયાળે શ્વાસા.
તોયે મનડું કાં મલકાતું ?

ઝરણાં, પહાડો, મેદાનો વટાવતી અને ઘેરા અવાજે ચીસો પાડતી અમારી ગાડી કલાકો સુધી ચાલતી રહી. ૩૫ થી ૪૦ માઇલની એની ઝડપ હતી. પૂલ અને બુગદા આવ્યે જતા હતા.



ઝેકોસ્લોવેકિયાના પૂર્વ છેડેથી સવારના આઠ વાગ્યે ઉપડેલી ટ્રેઇન રાત્રે આઠ વાગ્યે પ્રાગના સ્ટેશનમાં દાખલ થાય છે. અનેક અજાણ્યા માણસો જાણે અમને વરસોથી પિછાનતા હોય તેમ અમારી સાથે વાર્તાલાપ કરવા પ્રયાસ કરે છે.

પ્રાગના સ્ટેશને એક વિશાળ ખંડમાં સ્વાગત પ્રવચનો થયાં. હિંદી પ્રતિનિધિ મંડળના ને઼ા શ્રી સચીનબાબુ ગુપ્તાએ સ્વાગતનો બંગાળી ભાષામાં જવાબ આપ્યો. સતત પ્રવાસને અમને થાક હતો. શરીર અને મગજ કામ કરતાં નહોતાં. અજાણી ભૂમિ અને અજાણી વ્યક્તિઓ ટૂંકા ગાળામાં સહસ્ત્રોની સંખ્યામાં અમારા મગજ પર અંકિત થઈ હતી. એ બધાંના સંગ્રહ માટે કાળનું ફલક નાનું હતું. દિલ્હીથી હેલસીંકી, હેલસીંકીથી સોવિયેટ ભૂમિના અનેક પ્રદેશો અને તેને વીંધીને અમે ઝેક ધરતી ઉપર આવી પહોંચ્યા હતા.

ઝેક અને સ્લોવેક ભૂમિ અનેક યાતનાઓમાંથી પસાર થઇ છે. રશિયાની ક્રાંતિનો એક ઝલક આ પાડોશી પ્રદેશ ઉપર પડી હતી. ૧૯૧૮ ના ઓક્ટોબરની ૨૮ મી તારીખે ઝેકોસ્લોવેકિયામાં

પ્રજા સત્તાક રાજ્યની સ્થાપના થઈ. ૧૯૨૧ની સાલમાં સામ્યવાદી પક્ષની સ્થાપના થઇ. ૧૯૨૩ મા ઉત્પાદનના ભાવો ૩૦ થી ૫૦ ટકા સુધી નીચે જવા લાગ્ય મંદી અને બેકારી આવી. લોકો ભૂખમારીમા ભીંસાતા હતા. ૧૯૩૯ના ૧૫ મી મર્ચે હિટલરના ટોળાઓ આ ઔદ્યોગિક પ્રદેશ ઉપર ભૂખ્યા વરુની પેઠે તૂટી પડ્યા. ૧૯૪૫ ની વસત ઋતુ સુધી ભયાનક ઝઝાવાત, કતલ, લડાઇ, ગુલામી અને ગરીબાઇ વચ્ચે એક પ્રજા રીબાતી રહી. અંતે ૧૯૪૫ મા સોવિયેટ લશ્કરે ભારે ખુવારી સાથે જર્મનોને હાંકી કાઢયા. ઝેકોસ્લોવેકિયાને મુક્ત કર્યું કલેમન્ટ ગોટવાલ્ડની આગેવાની નીચે સામ્યવાદી સરકારની સ્થાપના કરવામા આવી.

લડાઇથી બેહાલ બનેલા આ પ્રદેશના પાટનગરમા જુલાઇની ૨૨ મી તારીખે અમે આવી પહોંચ્યા હતા રાત્રના જ સ્ટેશનેથી સીધા પ્રાગની જાહેજલાલી ભરેલી આલકોર્ન હોટેલ પર ગયા. આ હોટેલમાં પરદેશીને જ ઉતારા આપવામા આવે છે. દરેક છેલ્લી ઢબની સગવડ આ હોટેલ ધરાવતી હતી

અમે સૌ એક શાંતિ સમિતિના મહેમાન હતા. સરભરાનું સારૂંયે ખર્ચ એક સરકારે ઉપાડયું હતુ સામાન્ય રીતે એક ટંકના જમવાના ૩૫ થી ૫૦ રૂપિયા સુધીનું ખર્ચ આવી જાય છે. ભારત કરતા જીવનધોરણ અને ચીજ વસ્તુના ભાવ અનેક ગણા ઉંચા અહીં હતા. અહીં ક્રાઉનનુ ચલણ છે. એક રૂપિયાની સરેરાશમા ૧½ ક્રાઉન થાય છે. શિક્ષકના પગાર અહીં સામાન્ય રીતે ૧૦૦૦ ક્રાઉન હોય છ કામદારની સરેરાશ આવક ૧૨૦૦ થી ૧૫૦૦ ક્રાઉન હોય છે નીચામા નીચો પગાર ૬૦૦ અને વધારેમા વધારે પગાર ૩૦૦૦ ક્રાઉન સુધી મળે છે. જે કુટુંબને બહુ બાળકો હોય છે તેને બાળક દીઠ સરકાર વધુ મદદ આપતી હોય છે જેમ કે –

| બાળક | માબાપને મળતી રકમ |
|---|---|
| ૧ | ૭૦ ક્રાઉન |
| ૨ | ૧૭૦ ,, |
| ૩ | ૩૧૦ ,, |
| ૪ | ૫૦૦ ,, |
| ૫ | ૭૦૦ ,, |
| ૬ | ૧૦૦૦૦ ,, |

રશિયા અને ઝેકોસ્લોવેકિયામાં અમે જોયું કે સરકાર બર્થ કંટ્રોલને બદલે વધુ બાળકોની જેહાદને ઉત્તેજન આપતી હોય છે. પોતાના રોજિંદા કામમાં બાળક આડખલી રૂપ ન થાય તેવી સુવિધા સરકાર કરી આપતી હોય છે.

અમારી આલ્કોર્ન હોટેલ બજારના ભરચક રસ્તા ઉપર જ આવેલી હતી. પહોળા રસ્તાઓ, ઉંચા શિલ્પની કારીગરી ભર્યાં મકાનો, અને એ પહોળા રસ્તા ઉપર પસાર થતાં કામગરાં માણસો પ્રાગ શહેરનું અનોખું ચિત્ર રજુ કરતાં હતાં. કલા, કુદરત અને કારખાનું ઉદાર થઇને આ ભૂમિ ઉપર પથરાયાં હતાં. સવારે ૧૦ વાગ્યે હોટેલની બહાર અમે નીકળી ગયા. અહીંનાં જેમ લોકોની સરેરાશ આવક ૧૦૦૦થી ૧૫૦૦ ક્રાઉન હતી.(૧ાા ક્રાંઉન=૧ રૂપીઓ) તેમ બજારમાં ચીજ વસ્તુના ભાવ પણ ઉંચાં હતા. પ્રાગની બજારમાં વેચાતા સીંગર મશીનના ૧૪૫૦ ક્રાઉન. સાયકલના ૧૪૯૦ ક્રાઉન, ગ્રામોફોનના ૯૫૦ ક્રાઉન, અને બીજી ચીજવસ્તુના ભાવ એને અનુસંગી હતા.

હોટેલ બહાર નીકળીએ અને અર્ધી મિનિટમાં પ્રાગની મુખ્ય બજારમાં અમે આવી જતા. કુતૂહલથી એની બજારમાં

નીકળી જતા. દરેક સ્ટોર પર પડેલી વસ્તુ અને તેના પર છાપેલા ભાવ જોઇને ભારતમાં મળતી વસ્તુ સાથે સરખામણી કરતા હતા. એક વાર અમે આ રસ્તે ચાલતા ખુબ આગળ નીકળી ગયા. અમારા ફરતા લોકોના ટોળા વિંટળાઈ વળ્યા. તેમને ભારે કુતૂહલ હતું. તેઓ અમારી ભાષા જાણતા નહોતા. અમે એમની ભાષા જાણતા નહોતા. અમે ગુંગળાઇ રહ્યા હતા. પાછા ફરવાનો માર્ગ અમે ભૂલી ગયા હતા.

આવા લોકોના ખરાબ ટોળાનો અમે ફીન્લેન્ડના એક નાનકડા શહેરમાં અનુભવ કર્યો હતો. આ ગામનું નામ તો યાદ નથી, પણ ત્યાં રસ્તા પર ભારતીય લોકો બસમાંથી નીચે ઉતર્યા, અને રસ્તો જોવા લાગ્યા, ત્યાંતો પંદર મિનિટમાં લોકોનું મોટું ટોળું અમને જોવા એકઠું થઈ ગયું. હજારોની સંખ્યામાં ખડું થયું. ધક્કા મુકી શરૂ થઈ. આ લોકોએ તો કાળા માણસોને અને ધોતીવાળા પુરૂષ અને સાડીમાં સ્ત્રીને જોઇ નહોતી. વીસલો વાગી. પોલીસ આવી. સહુ બાજુની હોટેલમાં ભરાઈ ગયા.

મોસ્કો અને લેનિનગ્રેડમાં લોકો એકઠા થતા પણ કુતૂહલ પૂરતા. મમતા તેમનામાં હતી. પ્રશ્નો પૂછતા ને ભાષા જાણતા.

કિવનું ટોળું અણઘડ રહેતું. ત્યાં પરદેશીઓની અવર જવર ઓછી હોય તેમ લાગ્યું.

પ્રાગના રસ્તે ભીડમાંથી છટકી અમે આલ્કોર્ન હોટેલમાં આવી ગયા.

જુલાઈની ૨૪ મી તારીખે સવારમાં પ્રાગની સડકો પ્રકાશિત હતી. વિરલ આવતા સૂર્યનારાયણ આજે શહેર પર પ્રકાશ પાથરી

રહ્યા હતા, તો ક્યારેક ખોવાઈ જતા હતા. વહેલી સવારના આલ્કોર્ન હોટેલમાં એક શાંતિ સમિતિના કાર્યકરો અને યુવાન દુભાષિયાઓ આવી ગયા હતા.

આ શહેરના એક યુવાન માન સાથે અમારે પરિચય થયો હતો. તેની હિન્દી ભાષા ઘણી મીઠી હતી. આ હિન્દી જાણનાર એક લોકો અંગ્રેજી જાણતા જ ન હોય એટલે તેમને પણ હિન્દીમાં જ વાતચીત કરવાની ફરજ પડતી હતી. ઝેકોસ્લોવેકિયામાં બંગાળી, હિન્દી, સંસ્કૃત વગેરે ભારતીય ભાષા શિખનારા અનેક હતા. ભારતમાં આ યુવાન એક નરનારીઓને ઉંડો રસ હતો.

સવારના અમારો કાર્યક્રમ આ શહેરના જુદા જુદા સ્થળોમાં ફરવાનો હતો. બપોરના મોટરમાં અમે એક પાર્લામેંટ, રેડિયો પ્રાગ, રેલ્વે સ્ટેશન, ગોટવાલ્ડ મેસોલિયમ, લેનિન મ્યુઝિયમ, હાઉસ ઓફ રીપ્રેઝન્ટેટીવઝ, ટેલ થિયેટર, ગોટવાલ્ડ મ્યુઝિયમ. વગેરે જોયાં.

અમદાવાદમાં ભદ્રનો ટાવર જોવા માટે જેમ ભદ્રકાળી પાસે ટોળું એકઠું થાય તેમ અમે પ્રાગના એક રસ્તા પર ટોળે મળ્યા હતાં. પ્રાગના એ ટાવર પર બાલ રમત જેવી કરામત કરી હતી. ટાવરની નીચે દેવળ હતું. જેવા અમે જૂના પ્રાગની ગલી વટાવી બહાર નીકળ્યા તેવા એ દેવળમાંથી સફેદ વસ્ત્રો પહેરી, એ દેવળમાં જ લગ્ન કરી, એક દંપતી બહાર નીકળ્યાં. તેમને આશિર્વાદ આપવા સહુ ભારતીય ઉતાવળા થઈ ગયા. એમને આશિર્વાદ આપવાની વિધિ પૂરી થઇ એટલે ટાવર ઉપર નજર ચોટી. ટાવરની ઘડિયાળનો કાંટો જ્યારે દર પંદર મિનિટ પૂરી કરે ત્યારે ટાવરની બહારના ગોખમાં યંત્ર કૂકડો આવી ' કૂ કૂ ' અવાજ કરી પાછો ચાલ્યો જાય. દર અરધી કલાકે મૃત્યુના દેવ

બહાર આવી ડ્રમ વગાડે. બીજા સમયના અંતરે પાદરીઓ આવે ને નમસ્કાર થાય. કઠ પૂતળીના નાચ જેવું રમખાણ આ ટાવર અમુક અમુક સમયના અંતરે કર્યા કરે છે અને પરદેશીઓનું સારૂં એવું ધ્યાન ખેંચે છે.

યુરોપમાં રૂઢિચુસ્તના નથી તેમ નથી. પ્રાગનું એક ચેપલ ઘણું જૂનું અને લાંબું લાંબું હતું. બોમ્બમારાથી એનો ઘણો ભાગ પડી ગયો હતો. જર્મનોએ આનો કબજો સંભાળી મેદાન બનાવી નાખ્યું હતું, પરંતુ પાછળથી સરકારે રાષ્ટ્રીય સ્મારક તરીકે આને જાળવી રાખ્યું છે. આ ચેપલના વિશાળ કંપાઉન્ડમાં એક કુવો છે. જે કુવામાં લોકો પૈસા નાખે છે. એ વેળા આપણા લોકો ગંગા, નર્મદા, કાવેરીમાં નારિયેળ પધરાવે છે, પૈસા નાખે છે, એ યાદ આવ્યું.

અમારા યજમાનો અમારી સાથે છે. અમને ઘણું બતાવવા તેમની ઇચ્છા છે. ઘણું જોવાની અમારીયે ઇચ્છા છે. પરંતુ એક ચિત્ર જોયું, વિચાર્યું ત્યાં બીજી છાપ આવી પડે છે ને ત્યાં ત્રીજી. અને આ રીતે અમે ૨૭ ઘંટ વાગતો ટાવર જોયો, મૂછ ધરાવતી સ્ત્રીની શિલ્પમૂર્તિ જોઇ, નેશનલ લાયબ્રેરીમાં પાલી અને અરબી ભાષાનાં પુસ્તકો જોવાં અને પ્રાગનું સ્ટેડિયમ જોયું.

રાત્રે આલ્કોર્ન હોટેલના એ ભવ્ય ખંડમાં એકલા સૂતા સૂતા મસ્તક પર પડેલા આ અનેક ચિત્રો ફરીથી આવી ગયાં. આધુનિક ગણાતું શહેર કેટલું પુરાણું હતું! આ જૂના અવશેષો અને નવા સ્વરૂપો પુરો મેળ લેતાં નહોતાં.

કાચની મોટી બારીમાંથી બહારથી આવતો પ્રકાશ બંધ કરવા પડદો પાડી દીધો; અને જ્યારે જાગ્યો ત્યારે એ બીજા દિવસની સવાર હતી.

લોહીથી ખરડાયું હતું. એક સાવકી મા એની બાળકીને બહુ ત્રાસ આપતી હતી. આ સ્થળે સાવકી માએ એ બાળાને ફૂલ લેવા મોકલી અને તેની પાછળ પાછળ સાવકી મા યે ગઇ. લાગ જોઇ એણે ધક્કો મારી બાળાને આ નદીમાં ડૂબાડી દીધી. ગામ લોકોને આ વાતની ખબર પડી. ગુસ્સે થયેલા લોકોએ એ સાવકી માને નદીમાં ફેંકી દીધી. સાવકી મા ઉપરથી આ સ્થળને માચોખા કહે છે.

આ સ્થળનું સૌંદર્ય અવર્ણનીય હતું. આ છાપ સાથે એ દિવસના સૂર્યને પર્વતોની પાછળ આથમતો જોતાં જોતાં અમે રાત્રે ગોવાડોલ્ફ પહોંચ્યા. રાત્રે જમ્યા. સવારમાં સૌ વ્હેલા ઉઠી ગયા. થરમો બાથ જોવા ગયા. અહીં બાળકો મફત સ્નાન કરે છે અને તરવાની તાલીમ લ્યે છે. મજુરોનાં કલેકટીવ મકાનોયે જોયાં.

આ પ્રદેશમાં બાટા શુ-જોડા ફેકટરી જોવા ગયા, તેની શાખા ભારતમાં-લાહોરમાં છે. આ ફેકટરીની શરૂઆત એક મોચીએ કરી હતી. ૧૯૩૧ માં એનો માલિક મૃત્યુ પામ્યો. અત્યારે સરકાર કારખાનું ચલાવે છે. અહીંઆ ભારતથી ચામડું આવે છે.

રાત્રે અગિયાર વાગ્યે બ્રીટીસ્લાવા પહોંચ્યા. રસ્તામાં અમારા સ્વાગત માટે રાહ જોઈને એક ટોળું ત્રણ કલાકથી ઉભું હતું. આ બાળકો સ્ત્રીઓ અને પુરૂષો 'શાંતિ ઝીંદાબાદ' પોકારતાં હતાં. 'ભારત-ઝેક દોસ્તી અમર રહો', બોલતાં હતાં.

બીજે દિવસે કો-ઓપરેટીવ ફાર્મ જોવા ગયા. ત્યાં રકાબીમાં ડબલ રોટી અને મીઠું લઇને અમારા સ્વાગત માટે લોકો ઉભા હતા. આ વિધિને આ ગ્રામલોક શુકન માનતા હતા. અહીં સહકારી ખેતીના પ્રમુખે અમને તેમના કામની સમજણ આપી.

ઝેકોસ્લોવેકિયા આજે સંપૂર્ણ સામ્યવાદી છે. તેની અર્થ રચના પણ સામ્યવાદી બની છે. પરંતુ તેની ખેતી રશિયાની જેમ સંપૂર્ણ સામ્યવાદી બનાવી નથી. તેમણે સમૂહખેતીના પ્રયાગો કર્યા તો ઉત્પાદન ઓછું થયું, એટલે અલગ માલિકોના ખેતરો જેના દઈ સહકારી ધોરણે ખેતીનો પ્રયોગ કર્યો છે તેમા સિંચાઈ યંત્રો અને બીજી સાધનો સહકારી મંડળીની હોય છે બીજા તબક્કાની સહકારી મંડળીમા નફાની વહેંચણી જમીનના સંગ્રહ પર ફરે છે ત્રીજા પ્રકારની સહકારીમા કરેલા કામના પ્રમાણ પર જ નફાની વહેંચણી થાય છે

ફ્રર્મ પરથી પાછા ફરીને જમ્યા ત્યાથી ડાન્યુબ નદી પર સ્ટીમ લોચમાં ફરવા ગયા. લોચ પર યુવક અને યુવતીઓ એકઠા થયા હતા. સંગીતકારોએ સંગીત આપી સ્વાગત કર્યું. ઝેક લોકોએ ભારતીય પોષાક પહેર્યા. સમૂહ નૃત્યમા સહુએ ભાગ લીધો, જાણે ભારત અને ઝેક પ્રજા વચ્ચે કોઈ ભિન્નતા જ નથી અનુવાદક મેરિયા, દાસા, યાન વગેરે ભાતના પ્રતિનિધિઓ સાથે વાતચીતમા એક રૂપ થઈ ગયા હતા અને એ પછી તુરત જ ભારતના જુદા જુદા પ્રાતમાથી આવેલા પ્રતિનિધિઓ એકઠા થયા પ્રવાસમા સહુને પડેલી છાપ સૌએ કહી. દેશમા જઈને શુ કરશે તેની વાત કરી. પ્રવાસમા જોડાયા ત્યારે સહુ એક બીજાને પિછાનતા નહોતા જ્યારે છૂટા પડવાની ઘડી આવી પહોચી ત્યારે આ એંશી ભાઈ-બહેનોનું એક મોટું કુટુબ હોય તેમ આજે ડાન્યુબ નદી પર લાગતુ હતુ. છૂટા પડવાના છીએ તે વિચારે સૌને દુઃખ થતુ હતુ.



લેનિનગ્રેડ અને મોસ્કોમાં જમવા સૂવાનું કોઈ ઠેકાણું નહોતું તેમ અમને લાગતું હતું. સવારે આઠ વાગ્યે ઉઠીએ. નવ વાગ્યે નાસ્તો કરીએ, દશ વાગ્યે બહાર ઉપડીએ, એક વાગ્યે પાછા ફરી ભોજન લઈએ. ચાર વાગ્યે ચાપાણી હોય, પાંચ વાગ્યે ફરવા ઉપડીએ. રાત્રે સંગીત–નાટકના કાર્યક્રમમાં જઈએ. રાત્રે બાર વાગ્યે નિવાસ સ્થાને પાછા ફરીએ, સાડાબારે રાતનું ભોજન ચાલે ભાષણવાળી થાય. તંદુરસ્તીના પ્યાલા પીવાય. રાતના બે વાગ્યે નિદ્રાદેવીના ચરણે અને ફરી પાછા બીજી સવારથી ઘટમાળ ચાલુ થાય



રસ્તાપરના લોકોને પૂછે છે કે.. ......

## તો પ્રકરણ ન લખત

## [ ૧૯ ]

૨૫મી જુલાઈએ આલ્કોનં હોટેલ બહાર બસની કતારો ઉભી હતી જવાની તડામાર તૈયારી ચાલતી હતી સહુ પ્રતિનિધિઓ ઝેકોસ્લોવેકીઆના આઘેરા પ્રદેશમા ત્રણ દિવસ માટ જતા હતા બસ પાસે હું એકલો ઉભો રહી, જનારાને વિદાય આપતો હતો. એટલામા આફ્રિના કવિ બંદા બસમાથી નીચ ઉતરી મને થોડાક ડોલર આપતા ગયા, અને તેમના માટે ટાઈપ રાઇટર ખરીદી લાવવાનુ કહ્યું.

બસ ઉપડી ગઈ. હોટેલ બહાર હું એકલો ઉભો રહ્યો. થોડીવારે એક યુવતી વેરા આવી પહોંચી. શુદ્ધ અંગ્રેજીમાં મને કહ્યું: 'ચાલો કેમ ઉભા છો? તમારે ઝુરીચ જવું છે ને! તેના માટે આપણે સ્વીટ્ઝરલેન્ડની એલચી કચેરીએ જવું પડશે. ઝેક સરકારની કચેરીએ આ દેશ છોડવાની મંજુરી લેવા પણ જવું પડશે."

એ પછી, હું અને વેરા એક ટુરીંગ કારમાં બેઠાં. સારા પ્રાગનું ચક્કર લગાવ્યું. મારા પાસપોર્ટમાં ઝેક સરકારની મંજુરી લીધી કે તેમનું રાજ્ય હું છોડી શકું છું. સ્વીસ એલચીખાતાથી થોડે દૂર મોટર ઉભી રાખી. વેરાએ મને તે પરદેશી કચેરીમાં એકલો મોકલ્યો. તેમણે પણ તુરત જ મને સ્વીટઝરલેન્ડમાં પ્રવેશવાની મંજુરી આપી; અને એરોપ્લેનની ટિકિટ આપનાર સ્વીસ-એરની ઓફીસે આવવા જવાના ૪૮૬ ક્રૅાઉન આપી પ્રાગથી ઝુરીચની રીટર્ન ટિકિટ લઈ આલ્કોન હોટેલમાં પાછો આવ્યો.

અરચન હોટેલ આજે સાવ સુની હતી. ભોજનના ટેબલ ઉપર એકલો જમવા બેઠો. દિવસોથી સહુ સાથે સતત બેસવાનો મહાવરો હતો, પણ સહુથી છૂટા પડી સ્વતંત્ર રીતે આ પરદેશમાં ફરવાના સાહસનો એક પ્રકારનો આનંદ હતો. જમવામાં લીલાં વટાણાં, બાફેલા મકાઈના દાણાં, ટમેટાં, દહીં આવું બધું મંગાવ્યું. પીરસનાર બાઈ હું એકલો હોવાથી સારૂં લક્ષ આપી શકતા હતા. જમીને ઉઠયો ત્યારે મારા હાથમાં બીલ આવી પડયું. આ બીલ હતું ૨૪ ક્રાઉન અને ૫૦ દોકડાનું. (એટલે લગભગ રૂા. ૧૬-૪-૦ થયા) સાવ સાદું ભોજન એક વખત જમવાના સવા સોળ રૂપીઆ થાય. પ્રાગની આ હોટેલમાં એક દિવસ રહેવાનું રોજનું ખર્ચ પચાસથી ઓછું નહિ થતું હોય. અમારૂં બધું ખર્ચ તો ઝેકોસ્લોવેકિઆની શાંતિ સમિતિ ઉપાડતી હતી એટલે અમારા રોજીંદા ખર્ચ વિષે તો અમે બેખબર હતા.

બપોરે વેરા પાછી આવી. હિન્દ વિષે ઘણી વાત કરી ગઇ. તેનો પતિ ભારતમાં કોઇ સ્થળે નોકરી કરે છે, પણ તેને હિન્દમાં આવવુ ગમતુ નહિ. મેં પૂછ્યું કે કેમ ગમતું નથી, તો તેણે જવાબ દીધો કે હિન્દમા વાઘ ઘણા હોય છે. કોલેરો તથા ગરમી પણ ઘણી પડે છે. ભારત વિષેના તેના આ ખ્યાલથી મને હસવું આવ્યું.

બીજા દિવસની સવારે વેરા આવી. પ્રાગથી દૂર આવેલા એરોડ્રમ પર મને ઉતારી તેની નાની ગાડીમા ચાલતી થઇ. તે જતી હતી ત્યારે મેં અટકાવી. મારો પાસપોર્ટ બતાવી પૂછ્યું–હું પરમ દિવસે અહીં પાછો ફરવા માગું છુ, કંઇ મુસ્કેલી નહિ પડે ને!

વેરાએ જવાબ આપ્યો. "ના રે ના, મુશ્કેલી નહિ. કંઇ મુસ્કેલી પડે તો મને ફોન કરજે."

પ્રાગના એરોડ્રમ પરથી એરોપ્લેઇન ઉડયુ ત્યારે તેમાં ગણ્યાં ગાંઠ્યા પેસેન્જરો જ બેઠા હતા. કેટલીક બેઠકો ખાલી હતી. મેં આસપાસના પ્રવાસીઓ સાથે દોસ્તી બાંધી દીધી. "કયાંથી આવો છો? કયાં જશો?" વગેરે પ્રશ્નો પૂછ્યા ને તેમના પ્રશ્નોના જવાબો આપ્યા. ભારતના જીવનની છબિઓ બતાવી. પ્રવાસીઓમાં ઇજીપ્તના એક વેપારી ગેરીબીઆન હતા. સ્વીટ્ઝરલેંડની બે પ્રૌઢ બહેનો હતી, અને બીજા કોણ હતાં તે આજે યાદ નથી. ભારતની ટ્રેનમા જેમ અજાણ્યા એક બીજાની ખબર અંતર પૂછી જાણીતા થઇ જાય છે તેમ અમે જાણીતા થઇ ગયા હતા. ઝુરીચ કયારે આવ્યુ તેની ખબરે ન પડી.

ઝુરિચનું એ એરોડ્રમ વિશાળ હતું. તેના મકાનને બે માળ હતા. આ સ્ટેશનનું મકાન ચાલતા થાકી જઇએ તેટલું વિશાળ

હતું. એરોપ્લેનના પરદેશી સાથીદારો તો ઉતરીને ચાલતા થયા. એ વિશાળ સ્ટેશનના અવકાશમાં બપોરે હું એકલો ટેલવા લાગ્યો. આકાશમાં વાદળાં હતાં ને દિવસ ઝાંખો બનતો જતો હતો.

મારા હાથમાં નાનકડી હેન્ડબેગ હતી. ખભે ગરમ ઓવર કોટ હતો. મને મનમાં થયું કે ગામની બજારોમાં હું ફરું તે પહેલા હાથ મોં ધોવાનું પતાવીને પછી જ ગામમાં જાઉં. રેસ્ટોરાનું બાથરૂમ હતું. તેનો ઉપયોગ કરવો તે સભ્યતા ગણાતી હશે? આવા વિચારો આવ્યા, પણ તેનો ખુલાસો કંઇ થોડો કોઇની પાસે જઇને મેળવાય? દૂર અખબારનો સ્ટોલ હતો. તેનો દુકાનદાર મારી ગતિ જોઈ રહ્યો હતો પણ એ મને પૂછવાની દરકાર કરતો નહોતો. તેની પાસે જઇને મેં બાથરૂમનું પૂછ્યું અને તેણે જે બતાવ્યું તે બાથરૂમ સમક્ષ મેં પચાસ મિનિટ પહેરો લગાવ્યો છતાં એ ખૂલ્યું જ નહિ. તે કાયમને માટે બંધ જ હશે તેમ માનીને રેસ્ટોરા તરફ હું ગયો.

ઘડિયાળ તરફ નજર કરી તો એક વાગી ગયો હતો. કાંટો ઝડપથી આગળ મુસાફરી કરતો હતો. બીજા એક ભાઇ પસાર થયા. તેમને પૂછ્યું ; એક્ષ્ચેન્જ કયાં છે? એ એક્ષ્ચેન્જમાં પહોંચી થોમસ કુકના થોડા ચેક વટાવ્યા. સ્વીસ નાણું લીધું. ઝુરીચ એરોડ્રમ લગભગ બે વાગ્યે બસમાં બેસીને છોડ્યું. સીધો ઝુરીચ રેલ્વે સ્ટેશને પહોંચ્યો.

વિશાળ રસ્તા, સાદી દુકાનો, અને લાલ લીલા પોષાકો પહેરી ફરતા માણસોથી આ શહેર સરસ લાગતું હતું. ઝુરીચ વેપાર માટે અને પ્રવાસીઓ માટે મનોરમ ધામ ગણાય છે. જોવા માટે અહીં અસંખ્ય સ્થળો છે. ખરીદવા માટે અહીં અસંખ્ય દુકાનો છે. ઝુરિચના રેલ્વે સ્ટેશને અમને ઉતાર્યા ત્યારે મારા

મગજમાં આવી ખરીદી પણ રસની હતી. જ્યારે અમારા પ્રવાસી હિન્દી મિત્રોને ખબર પડી કે ભાનુભાઇ શુકલ સ્વીટ્ઝરલેંડમાં ઝુરીચ ઉપડે છે ત્યારે મારી પાસે સંખ્યાબંધ વસ્તુઓ મંગાવી હતી. કેમેરા, ઘડીઆળો, ટાઇપ રાઇટર, ટેપ રેકર્ડીંગ મશીન, પ્રોજેકટર અને બીજું જે ખાસ નવીન જણાય તે મગાવ્યું હતું. ઝુરિચની બજાર જોતાં આ બધો વિચાર આવ્યો. સાથે એ પણ વિચાર આવ્યો કે ચોથે દિવસે તો ભારતથી વિમાન પ્રાગના એરોડ્રમ પર આવી તે જ બપોરે અમને હિન્દના માર્ગે ઉપાડી જશે.

વખત પસાર થતો હતો. સવારના આલ્કોર્ન હોટેલમાં બ્રેડની ચારેક સ્લાઇસ અને એક કપ કોફી પીધી હતી. એ પછી કંઇજ લીધું નહોતું. પરંતુ ભૂખ તો લાગી જ નહોતી. મનમાં હતું કે ઝડપથી મારી ખરીદીની કામગીરી પતાવી પછી રાતવાસા માટે હોટેલ ગોતી લઇશ. કાલનો દિવસ અહીં રહીને પરમ દિવસે પ્રાગ પહોંચી જઇશ અને પેલે દિવસે ભારત તરફ ઉડીશું. ફીન્લેન્ડ, રશિયા ઝેકોસ્લોવેકિયા એવાં બધાં સ્થળે ચીજ વસ્તુના અનેકગણા દામ હતા. આ સ્થળે સસ્તામાં મળશે. આમ વસ્તુઓ ખરીદવાની હતી, ઝુરિચનાં સ્થળો જોવાનાં હતાં અને એક દિવસ રોકાઇને પાછુ પ્રાગ પહોંચી જવાનું હતું.

ઝુરિચના સ્ટેશને પગથીઆં ચડી એરલાઇનની ઓફીસ સ્વીસ–એર ભણી હું ગયો. એક બારી પર જુવાન બેઠો હતો તેને મેં મારી પ્રાગ–ઝુરીચ રીટર્ન ટીકીટ આપી. બેદરકારીથી મેં જણાવ્યું કે "પરમ દિવસે એરોપ્લેનમાં હું ઝુરીચ છોડીશ. આ મારી રીટર્ન ટિકિટ છે, આપ નોંધી લ્યો."

એ જુવાને બીજી બારી પર બેઠેલા બીજા એક બહેનને ટિકિટ આપી. તેની સાથે કંઇક વાત કરી, અને એ પછી મને જવાબ દીધો :

"અમે દીલગીર છીએ. આપને એરોપ્લેનમાં જવા માટે જગ્યા એક અઠવાડિયા પછી મળશે." ઘણી જ સ્વસ્થતાથી એણે જવાબ આપ્યો.

"મારે તો પરમ દા'ડે જ જોઇએ છે."

"I must get seat day after to-morrow!"

"અઠવાડિયા સુધીનું બધું જ રીઝર્વ છે." તેવો તેણે જવાબ આપ્યો ત્યારે આ જુવાનમાં સહાનુભૂતિ છે તેવું તો લાગ્યું. મેં તેને સમજાવવા પ્રયાસ કર્યો, "મારા હિન્દી સાથીદારો આજથી ચોથે દિવસે ચાર્ટર પ્લેઇનમાં પ્રાગથી ભારત જવા ઉપડશે—મારે શું કરવું?"

"ખરેખર મુશ્કેલ છે" એમણે જવાબ આપ્યો.

અમારી ચર્ચા થંભી નહિ. જ્યાં સુધી મને ટિકિટ મળે નહીં ત્યાં સુધી હું બારી છોડી શકું તેમ હતું નહિ અને પાશ્ચાત્ય સભ્યતા જ્યાં સુધી હું બારી ન છોડું ત્યાં સુધી જવાબ આપવો બંધ કરે તેમ હતું નહિ. મારા માટે તો આ એક અણધાર્યો પ્રસંગ હતો; જેના માટે મેં કલ્પના જ નહોતી કરી. ખરીદી, હોટેલના નિવાસની ચિન્તા અને બીજા વિચારો બે ઘડી થંભી ગયા અને ત્રણ દિવસ પછી હિન્દ જવા જે એરોપ્લેન સહુને લઇને ઉપડશે ત્યારે હું ક્યાં હોઈશ તે વિચારે થોડો વખત હું ચમકી ગયો.

ફરી ટિકિટ બારી પર પૂછ્યું કે "ટ્રેઇન જાય છે?"

"હા, ઓસ્ટ્રિયા થઇને, ચાર પાંચ દિવસ પહોંચતા લાગે!"

તે પણ અનિશ્ચિત હતું.

નિશ્ચિત સ્થિતિ વિના ટિકિટ બારી નહિ છોડવા હું મક્કમ છું તેમ જ્યારે એ જુવાને અને તેના સહકર્મચારીઓએ જોયું ત્યારે તેઓ બીજો માર્ગ વિચારવા લાગ્યા. મને કહે :

"મિ. શુક્લ, કાલે પરોઢિયે વિએના અમારું એક પ્લેઇન જાય છે. તેને બીજું કનેક્સન પ્રાગથી કોઇ મળે છે કે નહિ તે ખબર નથી. તમે રાત્રે આઠ વાગ્યે ખબર કાઢશો. અમે ફોનથી જાણી લઇશું."

પાછો ફર્યો ત્યારે બપોર ભાંગીને સાંજ થઇ ગઇ હતી. બજાર હવે એકાદ કલાક જ ખુલી રહેવાની હતી. કાલે વહેલી સવારે જો મારે ઝુરિચ છોડવું પડે તો મિત્રોએ મગાવેલી અને મારે જોઇતી વસ્તુ તો લઈ લેવી પડે. નહિતર મારો અહીં આવવાનો ફેરો માત્ર માઇલોનું અંતર કાપીને પાછા ફરવાનો જ થાય. પરંતુ ખરીદવાનો કોઇ ઉમંગ નહોતો. મારા મનને આ અણધારી ઘટના કોરી રહી હતી. આ સ્થિતિમાં રસ્તાથી થોડે દૂર એક આલીશાન સ્ટોરમાં ગયો. ત્રણ ચાર ઘડિયાળો લીધી. બજાર બંધ થવાનો વખત થતો હતો એટલે પેકેટ બાંધવાનું કહીને બીજે કેમેરા લેવા ઉપડયો. બે ત્રણ દુકાને ફરી એક ઉંચા પગથીઆવાળા કેમેરા ડીલરની દુકાને ચડયો. કેમેરા પસંદ કર્યો. કિંમત નક્કી કરી. તરસ લાગી એટલે એ કેમેરા વેચનાર બાઇ પાસેથી માગીને પાણી પીધું. એ દરમ્યાન કેમેરાની વધુ રકમ માટે પૈસા વટાવવાનો પ્રસંગ ઉભો થયો.

આ કેમેરાની દુકાનમાં એક દુકાનદાર અને બે છોકરીઓ કામ કરતી હતી. આ ત્રણે ય નોકર હતાં. ખરીદનારમાં અર્ધો કલાકમાં માત્ર હું એક જ હતો. એ બંને છોકરીઓને દુકાન સોંપી અમે બાજુની બેંકમાં ચેક વટાવવા ગયા. ઘડિયાળમાં ૭

વાગતા હતા. ચેકમાં સહી કરી કેમેરાની દુકાનદારને બેંકમાંથી પૈસા લેવાનું સોંપી વ્હેલા બંધ થતા ઘડિઆળના સ્ટોર તરફ હું દોડયો. સાંજના ૭ વાગ્યે અહીંઆ બધી દુકાનો બંધ થઇ જાય છે. તેમને પૈસા આપી બીલ લીધું. ઘડિયાળોનું પેકેટ એ બીલ બતાવી બીજા ઘરેથી લીધું. અને ઘડિયાળમાં સવા છ વાગી ગયા હતા. એ પેકેટ હાથમાં લઇને હું બેંક પર આવ્યો. બેંક બહાર તાળું લટકતું હતું.

બારસો રૂપીઆ વટાવવાનો ચેક મેં એ કેમેરાની દુકાનદારને આ બેંકમાં જ આપ્યો હતો. હવે શું કરવું ? ત્યાંથી થોડાં કદમ જ દૂર એ કેમેરાવાળાની દુકાન હતી. મારા મનમાં થયું કે આવતાં મોડું થયું એટલે તે પાછો પોતાની દુકાને પહોંચી ગયો હશે. અને હું એ દુકાને પહોંચ્યો. એ દુકાને પણ બહાર તાળું લટકતું હતું. પણ આ બંધ દુકાનમાં તો મારી હેન્ડબેગ હતી. એ હેન્ડબેગમાં મારો પાસપોર્ટ હતો, ચેક બુક હતી અને ઓવરકોટ હતો.

ફરી પાછો એ બેંક પર હું ગયો. શા માટે ગયો હતો તેનો તો આજે પણ જવાબ વાળી શકતો નથી. સરસ મજાનું તાળું લટકતું હતું. વારંવાર જોવાથી જો એ ખુલી જતું હોત તો જરૂર ખુલી જાત અને અંદરથી પેલો કેમેરા ડીલર હાથમાં ચેક વટાવીને પ્રાપ્ત કરેલા બારસો રૂપીઆ લઈ મારી સામે ખડો થવાનો ચમત્કાર થાત. આવો ચમત્કાર ઇચ્છયો હતો કે નહિ તે પણ ખબર નથી. પરંતુ મારા પૈસા બેંકમાં, મારો પાસપોર્ટ અને હેન્ડબેગ પેલા કેમેરાવાળા દુકાનદાર પાસે. બાકી રહ્યો હું માત્ર–ઝુરીચના બંધ બજારના રસ્તા ઉપર. ખીસ્સામાં બચેલા પૈસા આ ઘડિયાળો ખરીદવામાં વાપરી

નાખ્યા હતા. ભારત ક્યારે પહોંચીશ તેની સ્થિતિ જ્યાં નિશ્ચિત થઇ નહોતી ત્યાં બીજી અનાથ સ્થિતિ આવી પડી.

ઝુરિચની બજારમાં બેંક પાસે હું ઉભો છું. પસાર થનારને વિનંતી કરું છું.

"મને માફ કરજો, આ બેંક બંધ છે ?"

"હા જી, કાલે સવારે આઠ વાગ્યે ખુલશે."

ફરી પાછો પેલા કેમેરા વેચનારની દુકાને જઇને ત્યાંથી પસાર થનારા લોકોને હું પૂછું છું અને બધાં લાગણી પૂર્વક ઉભા રહે છે. કોઈ એમ નથી પૂછતું કે દુકાન બંધ છે છતાં તમે શા માટે આવો વાહિયાત પ્રશ્ન પૂછો છો કે આ દુકાન બંધ છે ? સહુ વિનયથી જવાબ આપે છે.

"હા સાહેબ, બંધ છે. કાલે સવારે આવજોને, આઠ વાગ્યે ખૂલી જશે."

પણ મારે જવું ક્યાં ? પૈસા તો આ બેંકમાં છે. મારી ચેક બુક અને બીજો સામાન તો આ કેમેરા વેચનારની દુકાનમાં છે અને ઝુરીચની બજારની આ બે દુકાનો વચ્ચે મારી પરિક્રમ્મા ચાલે છે. આ દુકાનદારની દાનત વિષે પણ અનેક આશંકાઓ આવી ગઇ. કોઇનાં નામઠામ તો મારી પાસે હતાં જ નહિ.

અંતે હું થાક્યો. વિચારની પ્રક્રિયાનું બિન્દુ શૂન્ય ઉપર પહોંચી ગયું હતું કે બાકી હતું તે ખબર નહોતી. માત્ર એક પુરૂષાર્થ બીજા સહુ તત્વોને પરાજય આપી ક્રિયા કરી રહ્યો હતો. કેમેરા વેચનારની દુકાનની બાજુમાં બે બહેનો હજુ દુકાનની

ચીજ વસ્તુ સંકેલતી બારણું બંધ કરવાની વિધિ કરી રહી હતી, તેમની પાસે હું એ આથમતી સાંજે ગયો.

મને કહે–"અમે દીલગીર છીએ. હવે કંઇ જ વેચી નહિ શકીએ."

મેં કહ્યું: "મને માફ કરજો. મારે કંઇ જ લેવું નથી. પૂરી વાત કરવાની મારામાં હવે શકિત રહી નથી. હું હિન્દુસ્તાની છું. પ્રાગથી આવું છું. સવારનું કંઇ ખાધું પીધું નથી. માત્ર આ પગ ઉપરજ ટકું છું. આરામ લઇ શકયો નથી. મને મદદ કરો. બીજો ઉપાય નથી." એમ કહીને મેં મારી બધી હકીકત એ બે બહેનોને સવિસ્તર કહી. પોતાની દુકાન છોડી એ બંને બહેનો મારી સાથે રસ્તા પર નીકળી પડી. મારી જેમ એમણે પણ કેમેરા વેચનારની દુકાનનું તાળું તપાસ્યું. થોડીવારમાં એમાંની નાની બહેનની આંખ ચમકી.

મને કહે: "થોભો. આ લોકો કેટલીકવાર બહારથી બંધ કરી મોડે સુધી અંદર કામ કરે છે. એક ગલી વટાવી એ પાછળના બારણે ગઇ. સાથે હું પણ ગયો. એણે બારણું ખખડાવ્યું. પેલો દુકાનદાર ચિન્તાતુર નજરે પાછલું બારણું ખોલી નીકળી આવ્યો. અને મને કહે તમે "કયાં હતા ?"

મેં કહ્યું: "તમે કયાં હતા ?"

પેલી બે બહેનો કયારે ચાલી ગઇ તે ખબરે ન પડી. આભારની વિધિ ત્યારે મારા મસ્તકમાં જ નહોતી.

એ દુકાનદાર જ્યારે વહાલથી મને પાછળથી દુકાનમાં લઇ ગયો ત્યારે તેના માટે મેં જે કુતર્ક કર્યા હતા એની મનમાં શરમ લાગી. એ મને આપવાના કેમેરાના બીલ અને ફોમ ભર્યા કરતો

હતો. એના કામમાં મને ઘણો ધીરો લાગ્યો. સાડા સાત વાગવા આવ્યા હતા. તેની મદદનીશ એક બહેન હજુ દુકાનમાં કામ કરતી હતી.

મારી નજર ઘડિયાળ પર પડી. આઠ વાગતા હતા. એ દુકાનદારને મેં મારા નિવાસ માટે પૂછપરછ કરવા કહ્યું. તેણે એ ચાર ટેલીફોન કરી જોયા. મને કહે કોઇ હોટેલમાં જગ્યા નથી. પ્રવાસીઓનો બહુ મોટો ધસારો છે. એ પછી તેની પાસેથી ફોન લઇ મેં સ્વીસ–એરના સ્ટેશનને જોડયો. મારી પ્રાગ જવાની તાલાવેલી પાછી મારા પર સવાર થઇ ગઈ હતી. એ પ્રસંગ પૂરો થતાં કોરી ખાતી હતી. જૂની ઘટના તેના દરેક સ્વરૂપે જાગતી ખડી હતી– મને વિંટળી વળી હતી. મેં ફોન સ્વીસ–એર સાથે જોડયો. એક બહેન ટેલીફોન પર વાત કરતી હતી. મેં એને આવતી કાલે મારે પ્રાગ જવાનું છે તો એરોપ્લેનની ગોઠવણનું શું થયું એમ પૂછ્યું. એણે વળતો ઝડપથી જવાબ આપ્યો કે કાલે કોઇ એરોપ્લેન પ્રાગ જતું જ નથી." આ જવાબ તો હું અનેકવાર સાંભળી ચૂકયો હતો.

આ બાજુ દુકાનમાં પવન ખાવાના પંખા હોતા નથી. એથી ઉલટા ઠંડીથી બચવા હવા આવજાવ કરે તેના બંધ બારણા દરેક દુકાનને રાખે છે. સ્વીસ–એર કચેરીના બહેનનો જવાબ સાંભળી મારા કપાળે પરસેવાના થોડાં ટીપાં બાઝી ગયાં. મેં કહ્યું, "બહેન, હું તો વિએના થઇને પ્રાગ જવાનો છુ."

એ બહેન કહે: "હું કંઈ જાણતી નથી."

અને એ પછી જે ઘટના હાલ હું જે કેમેરાવાળાની દુકાનમાં બેઠો હતો તેની બાજુમાં આવેલી દુકાનમાંની એ બે બહેનોને કહી હતી તે જ કહેવા માંડી.

"જુઓ બહેન, મને ખબર છે કે આઠ દિવસ સુધી પ્રાગ જતા કોઈ એરોપ્લેનમાં જગ્યા નથી. બધા રીઝર્વ છે. પણ ભારત જવાનું અમારું આગવું ચાર્ટર એરોપ્લેન પેલે દા'ડે પ્રાગથી અમારા બધા સાથીદારોને લઈને ઉપડી જશે. અહીં કે પ્રાગમાં પછી મારું કોઈ નથી, પાસે પૈસા પણ નથી. ઝુરિચમાં એક દા'ડાથી વધુ રહેવા મારી પાસે ખરચો નથી. આજ સવારથી મેં ખાધું પીધું નથી. હું ભારતથી આવું છું. તમારા શહેરમાં રહેવા ઉતરવાનું કોઇ ઠેકાણું નથી. તમે મદદ નહિ કરો તો ચાલે તેવું નથી."

અને હું ફોનને છોડતો નથી. વાત કર્યે જ રાખું છું. પેલી બહેન પણ સહાનુભુતિમાં જવાબ દીધે રાખે છે. મને કહે અમારા મેનેજર સાથે વાત કરો. મેનેજરે પણ મને જવાબ આપ્યો કે એ નિરૂપાય છે. મને પ્રાગ મોકલી શકશે નહિ. પણ ફરીથી એ બહેનને કહ્યું તેવું મારી મુશ્કેલીનું ગીત ગાયું ત્યારે તેના મસ્તકમાં ઝબકારો થયો.

એ મેનેજરે મને કહ્યું: "સાંભળો, અમે અમારો પ્રયાસ કરીએ છીએ. અમારા વિએના જતા એરોપ્લેનમાં તમને વિએના સુધી સગવડ મળશે. વિએના એરપોર્ટથી બીજું એરપોર્ટ ૬૦ માઈલ દૂર છે. ટેક્ષીમાં તમારે બીજા એરપોર્ટ પહોંચવું પડશે.

"ટેક્ષીમાં?", મેં પૂછ્યું.

"હા, ટેક્ષીમાં. અને એ ટેક્ષીના તમારે ૩૦૦ શિલીંગ આપવાના રહેશે. બીજા એરોડ્રોમ પર એક સરવીસ ચાલે છે. તમે કાલે સવારના સાડા દસ વાગ્યે વિએના પહોંચો. ત્યાંથી બીજા એરોડ્રોમથી માલ–એરોપ્લેન બાર વાગ્યે પ્રાગ માટે ઉપડે છે.

"પણ ટેક્ષી દોઢ કલાકમાં એ ૬૦ માઈલ કાપશે?"

"તમારે એ જોખમ લેવું પડશે." (You have to take that risk)

"ભલે, પણ મહેરબાની કરીને મારા માટે એ સગવડ કરાવી આપો."

મેનેજર કહે: "આપનું નામ શું?"

"બી. એલ. શુક્લ." જવાબ દીધો.

ફરીથી મેનેજરે કહ્યું: "જૂઓ મિ. શુક્લ, અમે અત્યારે વિએના તાર કરીએ છીએ. તમને બીજા એરોપ્લેનમાં સગવડ મળશે કે નહિ તેનો જવાબ કાલે સવારે મળશે. પણ તમે તૈયાર થઇને સવારે છ વાગે આ કચેરીએ આવી જજો."

"અને પેલા ૬૦ માઈલ કાપવાની ટેક્ષી ક્યાંથી મળશે?"

"એના માટે અમે ટેક્ષીવાળાને તાર કરી એરોડમ પર તૈયાર રાખવાનો બંદોબસ્ત કરીએ છીએ.

મેં એ પછી તુરત ટેલીફોન મૂકી દીધો. આટલી વાતચીત કરવાનો ત્રાસ અને સંતાપ ઓછો નહોતો. ટેલીફોન છોડી દીધા પછી મેં શી વાત કરી, એણે શો જવાબ આપ્યો તેનો હજુ તાળો મેળવતો હતો. "કદાચ થશે, આવજો, અમે તાર કરીશું—" આ બધું મૃગજળ જેવું હતું. પણ મૃગે શ્રી ક્ષિતિજના એ ચમકારને મૃગજળ માન્યું હતું—અને મારી ભીતરમાં બેઠેલો પુરુષાર્થ સંજોગોની કાયરતા સાથે સખત હાથે કામ લેતો હતો. 'પંગું લંઘયતે ગિરિમ્'ની શ્રદ્ધાના દેશમાંથી હું આવેલો હતો, પણ એ સૂત્રને મેં પુરુષાર્થ સાથે જોડી દીધું હતું.

એ પછી મારી આસપાસ મેં જોયું તો બંને છોકરીઓ અને પેલો યુવાન દુકાનદાર મારા ફરતા વીંટળાઇને મારી સામુ જોતાં ઉભાં હતાં. મને થયું કે હું તેમને વધુ રોકી રાખું છું. અંધારું તો થઈ ગયું હતું. નાની સાદી દુકાનમાં દીવા તો કયારના ય થઇ ગયા હતા. મૂખ્ય બજાર પરનું દુકાનનું બારણું બંધ હતું. તેણે તો એક બારે ગોટાળો ઉભો કર્યો હતો. હું ત્રણ કેમેરા, એક બાળકો માટેનું પ્રોજેકટર, બીજાં રમકડાં, ઘડીઆળો એ બધાનાં પેકેટ ઉપાડવા હું પ્રયાસ કરતો હતો, પણ હેન્ડબેગ, ઓવરકોટ અને આ નાનાં નાનાં પેકેટોના કમઠાણને હું ઉપાડી ન શકયો, અને એ યુવાન સ્વીઝ દુકાનદારે મારા હાથમાંથી અર્ધો સામાન લઇ લીધો. મને કહે હું તમને ટ્રાવેલર્સ બ્યુરો સુધી મૂકી જાઉં. પેલી મદદનીશ છોકરીઓને એણે દુકાન બંધ કરવાનું સૂચન આપ્યું.

પાછલે બારણેથી અમે બહાર નીકળ્યા ત્યારે ઝુરિચની બજારનું અનોખું ચિત્ર ખડું હતું. પહોળી બજારો વચ્ચે અંધારૂં ખીચોખીચ ભરેલું હતું. એની પકતાશ વચ્ચે ભરેલા અંધકારને રસ્તાની બંને બાજુના દિવા પહોંચી શકતા નહોતા. આ પ્રકાશની આડશમાં વરસાદનાં પડતાં ફોરાં એકેએક ગણી શકાય એટલાં સ્પષ્ટ દેખાતાં હતાં. અમે બંને રેલ્વે સ્ટેશને પહોંચ્યા. આ રેલ્વે સ્ટેશનની પહોળી પરશાળમાં જ નાની મોટી બધી ઓફીસો હતી. એરોપ્લેનવાળા સ્વીસએરની પણ અહીંજ ઓફીસ હતી, તેમ ટ્રાવેલર્સ બ્યુરો પણ અહીં હતો. આ બ્યુરોથી પ્રવાસીઓને સ્વીસ સરકાર હોટેલ, ટેક્ષી, બીજી માહિતી વગેરેની સગવડ આપતી હતી. અમે ત્યાં જઇને ઉભા રહ્યા.

કેમેરા વેચનાર દુકાનદાર મારી સાથે જ હતા. તેમનું નામ લુસિયન હતું.

મેં કહ્યું: "મિ. લ્યુસિયન કૃપા કરી હવે આપ જાઓ. આપ મોડી રાત સુધી હેરાન થયા."

જવાબમા એ માત્ર હસ્યા પણ ગયા નહિ. એણે ટ્રાવેલર્સ બ્યૂરોના કામ કરતા વ્યવસ્થાપકને મારા ઉતારા બાબત પૂછ્યુ. એણે જે જવાબ લુસિયનને ફોન પર આપ્યો હતો કે બધી હોટેલો ભરાયેલી છે, તેનો માત્ર પૂનરોચ્ચારજ કર્યો એ પછી ઝુરિચના આ કાયમ વ્યવસાય ધરાવતા સ્થળેથી મારા માટે અનેક હોટેલો પર ટેલીફોન થયા. લુસિયન ટેલીફોન કરતો હતો, હું એક બાકડે પેકેટોના ઢગલા વચ્ચે બેઠો હતો. રાત્રે દશ વાગ્યે સામેથી એક ફોન આવ્યો કે કોઈ ઘરમાં એક જગ્યા છે. મારી પાસેથી એક ફ્રેંક લઇને મને હોટેલ માટે ચિઠ્ઠી ફાડી આપી.

બહાર વરસાદ સારી પેઠે પડતો હતો. લુસિયન દોડીને ટેક્ષી લઇ આવ્યો. ટેક્ષીમાં બેસતા પહેલા મેં લુસિયનનું સિરનામુ લીધું. એણે લખી આપ્યું.

Mr. Gautschı Luciec

Bırmensclor Gervhavve 328

Zurıch 3

મૂગા મુંગા એણે લખી નાખ્યું. આ લુસિયન બહુ ઓછુ બોલતો. તેનો અર્થ એ નહોતો કે તેનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન ઓછું હતુ. એનો દૂબળો તેજસ્વી ચહેરો, ઉંડી મક્કમ આંખો જ એવી હતી કે બહુ બોલવાની તેને જરૂર ન હોય. ગતિ, સેવા અને મૌન એના ચહેરા ઉપર તરવરતાં હતાં, એ ભાગ્યે જ કહેવાની જરૂર છે. સાંજના પાંચ પછી એણે જાણ્યું કે હું અજાણ્યો છું અને ભીડમાં છું એટલે એણે એના બધાં

જ કામ અળગાં કર્યાં હતાં. મને લગાતાર ઉપયોગી થવામાં એ લાગ્યો હતો. બેંકમાંથી પૈસા લેવા ગયો અને જડયો નહિ ત્યારે આ યુવક પર શંકાથી મેં અનેક કુતર્ક કર્યા હતા અને એ પછી તો એનું પોતાનું કામ પડતું મૂકી એણે હોટેલ માટે ફોન કર્યો, અને રાતના દશ સુધી આ વરસતા વરસાદમાં મારી તહેનાતમાં એ ખડો હતો.

મેં પૂછ્યું : "What about your dinner?" (વાળુનું શું કર્યું ?)

જવાબ આપ્યો : "Afterwards" (પછી)

સાંજના પાંચ વાગ્યે મળેલા, રાતના દશ વાગ્યે અમે છૂટા પડયા. એણે કાળજીથી મારો બધો સામાન ટેક્ષીમાં મૂકી દીધો. ટેક્ષી ડ્રાઈવરને સૂચના આપી કે હોટેલવાળાને કહેજે કે ભાઇને સવારે એરોપ્લેનમાં જવાનું હોવાથી પરોઢિયે પાંચ વાગ્યે જગાડે. મોટર બહાર વરસાદ વરસતો હતો, પવન ફુંકાતો હતો અને સ્વીટ્ઝરલેંડની ઠંડીમાં લુસિયન ભીંજાતો હતો. મેં કહ્યું : "તમે ભીંજાઓ છો."

"કંઇ હરકત નહિ. હું તો ઘેર જાઉં છું ને !" એની આંખમાંથી અનુકંપા અને હેત નિતરતાં હતાં. સ્ટેશનની સર્ચ લાઇટમાં હું એ સ્પષ્ટ જોઈ શકતો હતો. લુસિયનની આંખો મને સર્ચ લાઇટથી પણ વધુ તેજસ્વી લાગી. મારી ટેક્ષી ઉપડી ત્યારે એ માત્ર એજ શબ્દ બોલ્યો—

"ગુડ નાઇટ"

એ રાત્રિ કેટલી સુંદર હતી તે તો હું કેવી રીતે કહી શકું ? ત્રણ માઇલ દૂર હોટલમાં પ્રવેશ કર્યો ત્યારે એક વૃદ્ધ આડતીઓ

માફ સ્વીસ ભાષામા સ્વાગત કર્યું. હુ તો કઇ સમજ્યો નહિ અધારીઆ ખડમા મને લઈ ગયા ઝાખુ લાઇટ હતુ. એ ઓરડામા પલગ, બે ટેબલ, એક ખુરસી, બીજી આરામ ખુરસી એમ પડયા હતા પગથીઆ ચડીને ઉપર જવાના રસ્તો હોય તેના સ્થળે બાથરૂમ હતુ. એ માજીએ મને ખાવાનુ પૂછયુ હશે તેમ માનુ છુ પણ સમજ્યો નહિ એટલે તેના વૃદ્ધ પતિને બોલાવી લાવી પરતુ આ વૃદ્ધ થેંક યુ અને બીજાથી વિશેષ અગ્રેજી જાણતા નહોતા થાકીને છેવટે એ લોકો કોફી અને બ્રેડ એ ખડમાં લઈ આવ્યા

બ્રેડ તો હુ ગળે ઉતારી શકયો નહિ આખા દિવસના સતાપ અને ચિતાની ક્રિયાથી કઈ ખાવાના હોશ હતા નહિ માત્ર ગરમ કોફી પી ગયો. ઝુરિચમા આવ્યા પછી શરીરને ટેકો આપતું, આટલા પરિશ્રમ પછી, મે આટલુ પ્રથમ જ લીધુ.

હોટેલના માલિક બને વૃદ્ધો ગયા. આ મકાનને હોટેલ કરતા ખાનગી ઘરજ કહી શકુ ઉતરનારા માટે આ એકજ ખડ હતો. તેની બારી સડક પર પડતી હતી. વરસાદ હજુ બહાર પડતો હતો પલગ પર શરીર લંબાવી ડું ઊઘવાની કોશીષ કરી રહ્યો હતો અને દિવસના બનાવનાં સખ્યાબધ ચિત્રો જપવ દેતા નહોતા મે સખતરીતે આખો બધ કરી. મસ્તકને કહ્યું વિચારવુ હવે બંધ કરી દે તાઝગી મળે માટે શાતિ જોઇએ છે. જે બનવાનુ હતુ તે ભલે બની ગયુ " દશ પદર મિનિટ એમ પસાર થઈ ગઈ હશે. મને થયુ કે હુ ઊઘી ગયો છુ. ઉંઘી ગયો છુ તેવુ માનવાનો હુ પ્રયાસ કરી રહ્યો હતો, પરતુ બહાર સડક પર વરસાદના પાણીને પૈડા નીચે કચરતી પસાર થતી મોટરોની ગણત્રી સુસુપ્ત મન બરાબર કરી રહ્યું હતું કયા સૂતો છુ તે પામવા કેટલીક વાર પ્રયાસ પણ કરવો પડતો હતો

મને થયું હાશ હવે જંપ છે. આજનાં બધાં ચિત્રો આથમી ગયાં છે. હવે એક ઘસઘસાટ ઊંઘ આવી જાય તો બસ. કાલે સવારે પાંચ વાગ્યે તો મને આ બંને વૃદ્ધ જગાડવાનાં છે.

કાલે સવારે પાંચ વાગ્યે જગાડવાનાં છે તે વિચારે મારી નીંદ ઉડાડી દીધી. ન જાણે જાનકીનાથ, સવારે શું થવાનું છે! કાલ સવારનો વેરી ચિન્તા સવાર થઇ બેઠી. મારામાં બેઠેલો એમ. એ. એલ. એલ. બી. ધારાશાસ્ત્રી ખડો થઈ ગયો.

મને કહે: "મિસ્ટર કાલે જવાની વાત કરે છે, પણ તેં ઝેકોસ્લોવેકિયામાં જવાનો વીસા કઢાવ્યો છે?"

"ના, તેટલો વખત જ ક્યાં છે?"

"તો ઓસ્ટ્રિયાની ભૂમિ વિએનામાં એક એરપોર્ટથી બીજા એરપોર્ટ સુધી ૬૦ માઈલની સડક પર મુસાફરી કરશો તો ત્યાં પ્રવેશવાનો વીસા છે?"

"ના, ના."

અને અનુભવી વકીલનું મન ફરીથી બોલી ઉઠ્યું:

"તને ખબર છે કે દરેક એરપોર્ટ પર આ વીસા તપાસીને જ આગળ વધવા દે છે! ધારો કે તને કાલે પરોઢિયે પાંચ વાગ્યે આ ટિકિટ મળી ગઇ તો પણ આ વીસા વિના અધિકારીઓ શું તને એક ડગલુંય આગળ વધવા દેશે? રામ રામ કર. તેં આ શું હવાતિયાં મારવા માંડ્યા છે તેનો તો વિચાર કર!"

મારી વિવેક બુદ્ધિ સતેજ થઈને ત રાત્રે મને સ્પષ્ટ કહેતી હતી કે ઝેક અને ઓસ્ટ્રિયામાં પ્રવેશવાના વીસા વિના મને કોઇ એરોપ્લેનમાં ચડવા યે નહિ દે. કોઇ પણ દેશમાં પ્રવેશતાં પહેલાં તે

ગન્તવ્યની આપણી પાસેના પાસપોર્ટમા તેની લેખિત મંજુરી લેવી જોઇએ! આવી મંજુરીને વીમા કહેવામા આવે છે. પ્રાગ છોડ્યું ત્યારે મારો વીસા ખતમ થઇ ગયો કહેવાય પણ મારી પાસે વખત જ ક્યા છે? અને જો મને એરોપ્લેનમા ચડવા જ ન દે તો હું ભારત જઇ જ ન શકુ અને જો ભારત પહોચી ન શકું તો— ભારતથી હુ કેટલે દૂર હતો! આ બધા વિચારોની ઘટમાળે ઉંઘને તો દેશવટો જ આપી દીધો હતો.

પણ સવાર પડતાં પહેલા બીજો વિચાર પણ આવી ગયો. જવાની ઇચ્છાવાળા મનને વિવેકબુદ્ધિ આપતું બીજું મન પાછું મધરાત પછી સામે આવી ખડું થયું. આવીને કહે છે કે : વીસા વિના એરોપ્લેનમા બેઠા, ધારો કે ઝુરીચથી વિએના હું પહોચ્યો, પણ વિએના તારું એરોપ્લેન ક્યારે પહોચે છે?"

"સવારના સાડા દસ વાગ્યે."

"જે એરોડ્રમ સાઇઠ માઇલ દૂર છે તે એરોપ્લેન પ્રાગ જવા ક્યારે ઉપડે છે?"

"બપોરે બાર વાગ્યે'

અને બુદ્ધિએ પૃથક્કરણ કરતાં જણાવ્યુ કે સડક પર દોઢ કલાકમા સાઇઠ માઇલ ટેક્ષીને કાપવાના છે. શું એરોપ્લેન મોડું ન પહોચે? શું ટેક્ષીવાળો આવશે જ? શુ એ ટેક્ષી સવા કલાકમા સાઇઠ માઇલ કાપી નાખશે?

પ્રાગ પહોચવાનું મારું-યુદ્ધ માત્ર અશક્યતા સામે છે તેની દિવા જેવી ખાત્રી મને થઈ ગઇ, પરંતુ ઝઝુમ્યા સિવાય મારે બીજો કોઇ ઉપાય નહોતો. આશાવાદ કે નિરાશાવાદની ખેવના વિના મારું ચિત્ત માત્ર કાર્ય ઉપર બેઠુ હતુ.

અંધારામાં જ બીજા દિવસની સવાર પડી. ટેક્ષીવાળાએ બંને વૃદ્ધોને જગાડયાં. હું કપડાં પહેરી તૈયાર થઇ ગયો. એ બંને મને નીચે દોરી ગયાં. એક ટેબલ પર બેસારી મારી સામેની ખુરસી પર એ વૃદ્ધ બેઠો. માછી રકાબીમાં મારા માટે કંઈક લાવ્યાં. તેમાં બ્રેડ, ટોસ વગેરે પણ હતાં. માત્ર કોફીનો પ્યાલો હું પી ગયો. તેમણે આપેલા બીલના બાર રૂપીયા ચૂકવી દીધા ગુડબાય બોલીને ટેક્ષી હંકારી મૂકી.

સવારે ૭ વાગ્યે રેલ્વે સ્ટેશને સ્વીસ-એરની ટિકિટ બારી ઉઘડી. મને કહે તમારા માટે ગોઠવણ થઇ ચુકી છે. વિએના ટેક્ષી આવશે. બીજા એરોડ્રામ પર ભાર એરોપ્લેનમાં તમને જગ્યા મળશે. એક્ષેસ રકમ આપીને મેં ટિકિટ લઇ લીધી પણ વિએના જતું એરોપ્લેન તો મોડું ઉડતું હતું. ઝુરીચ સ્ટેશને થોડો વખત પસાર કરી બસમાં હું ઝુરીચના એરોડ્રમ પર પહોંચ્યો. પાસપોર્ટમાં ઓસ્ટ્રિયા અને ઝેકોસ્લોવેકિયા જવાની મંજુરી નથી એની ઘેરી ચિંતા હતી.

આ વિશાળ એરોડ્રામ પર પંદર મિનિટમાં તો અનેક એરોપ્લેન આવીને ઉતરતાં હતાં અને ઉડતાં હતાં. વિએના જનાર ઉતારુઓ સાથે હું ઉભો હતો એટલે મારે વારંવાર જવાના ટાઇમનું પૂછવું ન પડે. એરોપ્લેન આવી ગયું. ઉપડવાનો સમય થયો. અમને પાસપોર્ટ બતાવવાની લાઈનમાંથી પસાર થવાનું કહેવામાં આવ્યું. મારો વારો આવ્યો. સામાનથી મારા હાથ, બગલ, ખભા ભરચક હતાં. મેં પાસપોર્ટ બતાવ્યો. એણે તેમાં સ્વીટઝરલેંડમાં આવવાનો પ્રવેશ છે કે નહિ-માત્ર એ જ પાનું જોયું અને સીક્કો મારી દીધો. માથા પર ઝઝૂમતા વાદળનો ભાર ઓછો થતો હોય એમ મને લાગ્યું. એરોપ્લેનમાં બેઠો ત્યારે આંખ ઘેરાતી હતી. સરસ બેઠક અને ખાવાપીવાની સગવડ ધરાવતા આ એરોપ્લેનની

એર હોસ્ટેસ બહેન જ્યારે ફ્રુટસ, કોફી અને બીજું ખાવાનું લાવી ત્યારે ખાવાની મને સારી રીતે ઇચ્છા હતી. રસ્તાની, હવામાનની, પહોચવાના ટાઇમની એને માહિતી પૂછતા ૨૪ કલાકે પેટને મેં કંઇક સામગ્રી આપી.

અને વિએના હવે તો આવતું હતુ. સામે પાયલોટની કેબીન પર લાલ લાઇટ થઇ કમરે પટ્ટા બાધવાનું સૂચન થતુ હતું આ વિમાનમાં ઘણી બેઠકો ખાલી હતી જે પ્રવાસીઓ હતા તે તૈયાર હતા મને ભય હતો કે ટેક્ષી આવી હશે કે નહિ. અને વિએના હવાઇ મથકે મારો પાસપોર્ટ તપાસશે તો શુ થશે? જેવુ એરોપ્લેન થોભ્યુ એવો મારો સામાન લઇને ઝડપથી હુ વિમાનની સીડી ઉતરી ગયો. એરોડ્રમના છાપરા નીચે પહોચ્યું ત્યા એક પુખ્ત ઉંમરનો આદમી "શુકા, શુકા" રાડો પાડતો હતો. બંદરના અધિકારીએ પૂછ્યું કે તમારામા કોઇ શુકા છે? ટેક્ષી તેમના માટે આવી છે"

એ અધિકારીને કહ્યુ - હું જ શુકલ છુ મારે દોઢ કલાકમા દૂરના હવાઈ મથકે પહોચવું છે. મને તુરત જવા દો તો આભાર. અને હજુ પેલો ટેક્ષી ડ્રાઇવર દૂર ઉભો ઉભો "શુકા શુકા" બૂમ મારતો હતો. વિમાની મથકના અધિકારીને મે ઉતાવળ કરવા ફરીથી કહ્યુ. તેણે મારો પાસપોર્ટ લીધો અને તેમા તપાસનો સીક્કો મારી દીધો. પાસ પોર્ટ મને પાછો સુપ્રત કર્યો. ટેક્ષી ડ્રાઇવરને મારો સામાન સુપ્રત કરી એ ટેક્ષીમા બેઠો ત્યારે મને થયુ કે એ ભયસ્થાન વટાવી દીધા છે. પ્રાગના માર્ગે હું આગળ વધું છું. ઘડીઆળમા સાડા દશ ઉપર કાટો પહોચ્યો હતો. ડ્રાઇવરને કહ્યું— "ભાઇ, જરા ગાડી ઝડપથી હાકજે" પણ એ મારી કોઇ ભાષા સમજતો નહોતો. પરંતુ એની ફરજનું એને ભાન હતું. એણે મોટર મારી મુકી.

વિએનાનું એર પોર્ટ ગામથી સારી રીતે દૂર હતું. મોટર અનેક મકાનો પસાર કરતી આગળ વધતી હતી. વચ્ચે વચ્ચે ગામ, મહોલ્લા અને ખેતરો આવતાં જતાં હતાં. મને એમ લાગતું હતું કે મોટર ધીરે ધીરે ચાલે છે. બીજી વખત થતું હતું કે લાવ આ નવા પ્રદેશ અંગે ડ્રાઇવરને કંઇક પૂછું તો રખે મને સમજાવા ડ્રાઇવર મોટરને ધીમી પાડી દે એ બીક હતી. અને ભાષાય ક્યાં એ સમજતો હતો. કલાક સવા કલાક મુશ્કેલીથી પસાર કર્યો. કેટલાય ઉજ્જડ પ્રદેશ વટાવી આગળ વધ્યા ત્યારે બીજું વિમાની મથક આવી પહોંચ્યું. વિમાનનું સ્ટેશન હોય તેવું લાગતું નહોતું. ખંડિયેર જેવાં પડીને પાદર થયેલાં છાપરાં અને તેવા ટેકા ઉભા હતા. કોઇ વસ્તી દેખાતી નહોતી. નાનકડી એક ઓરડી એવડા મોટા મેદાનમાં ઉભી હતી. આ ઓરડી જ વિમાની મથકની ઓફીસ હતી. તેનાથી દૂર એક નાનકડું એરોપ્લેન પડયું હતું. મનમાં વિચાર્યું આ જ એરોપ્લેન જવાનું હશે.

આ વિમાની મથકે ગાડી થોભાવી ડ્રાઈવરે મને કહ્યું "કસ્ટમ"! હજુ મને કસ્ટમ ઘરના સ્થળે મારો પોસપોર્ટ બતાવવા એ લઈ જવા માગતો હતો. કેટલે દૂર છે તેની મેં તપાસ કરી તો એક માઇલ દૂર હતું. ગયા સિવાય તો ચાલે તેમ નહોતું. વિમાન ઉપડવાને હવે થોડી જ વાર હતી. ઘડીઆળમાં મેં જોયું તો પંદર મિનિટ બાકી હતી. એટલી વારમાં કેમ પાછા ફરી શકાય ? આ વાત હું ડ્રાઇવરને સમજાવતો હતો, પરંતુ એ કંઇ જ સમજી શકતો નહોતો. એરોડ્રમ પર ઉભેલા એક ગૃહસ્થે મને તુરત કસ્ટમ પર જવા સલાહ આપી અને સમય ગાળ્યા સિવાય અમે આગળ વધ્યા.

કસ્ટમ કચેરી દૂર એક કંપાઉન્ડમાં આવેલી હતી. રસ્તા ઉપર કોઇ હતું નહિ. હાથમાં પાસપોર્ટ લઇને હું તેની ગેડી

પર ચડી ગયો. લેનિનની છબિ ત્યાં લટકતી હતી. મારી ચિંતા ટળી ગઈ. ઓરડામાં પ્રવેશતાં જ હું બોલ્યો: "મિરૂ મિર." રશિયન આ શબ્દનો અર્થ થાય "શાંતિ અમર રહે". ટુંકામાં મેં મારો પરિચય અને રશિયાથી પ્રાગ આવ્યા છીએ તેની વાત કહી અને તુરતમાં મારૂં એરોપ્લેન ઉડવાનું છે તો કૃપા કરી મને જવા દેવા કહ્યું. આ અધિકારીએ પણ પાસપોર્ટ તપાસ કર્યાની અને જવાની મંજુરીની પાસપોર્ટમાં સહી કરી આપી.

પાછા ફરી એરોડ્રમ પર નજર નાખી તો ત્યાં એરાપ્લેન હજુ અવિચલ ઉભું છે. એની પાસે કોઇ પ્રવાસી નજરે તરતા નથી. એક હબસી છોકરી આંટા મારતી હતી. બે ત્રણ યુરોપિયનો ઉભા હતા. એ સિવાય સારૂં સ્થળ ખાલી હતું. ટેક્ષીમાંથી સામાન ઉતારી ડ્રાઈવરને ૩૦૦ શિલીંગ આપવા માંડયા, પણ એને ઓછાં પડતા હતા. એણે ૪૦૦ શિલીંગ માગ્યા. દીલ્હીના ટેક્ષી ડ્રાઇવર સાથે માથાકુટ કરતા હોઇએ તે રીતે મેં માથાકૂટ કરવા માંડી. એની ભાષા જાણનારને બોલાવ્યો અને તેને કહ્યું કે ઝુરીચથી જ આ રકમ નક્કી થઇને આવી છે. ડ્રાઇવર કહે હું કંઈ ન જાણું. મારે તો ૪૦૦ શિલીંગ ભાડું થાય છે.

મારી પાસેના યૂરોપિયન કહે "આ માણસો બદમાસ હોય છે. સહુને આ રીતે હેરાન કરે છે." મારા માટે રકઝક નકામી હતી. ઘણી રકઝકના અંતે અહીંઆ પહોંચ્યો હતો. તેને ઓસ્ટ્રિયન નાણું ૪૦૦ શિલીંગ આપી દીધાં, અને બધો સામાન સાથે લઇ વિમાનમાં ગયો.

આ વિમાનમાં અમે ત્રણ મુસાફરો હતાં. એક ઝેક, બીજી હબસી છોકરી અને ત્રીજો હું. આ હબસી યુવતી છેક અમેરિકાથી આવતી હતી અને પોલાંડ યુવક ફેસ્ટીવલમાં જતી હતી.

આ વિમાનમાં અમે ત્રણ હતાં છતાં જગ્યા તો બીલકુલ નહોતી. મોટી મોટી લાકડાની પેટીઓ તેમાં પડી હતી. વિમાનની બેઠકો સાવ સામાન્ય હતી. કમરે બાંધવાના પટ્ટા નહોતા, કોફી નાસ્તો આપનાર કોઈ હતું નહિ. વિમાન ઉપડયું પણ કોઈએ સૂચના ન આપી કે કમરે પટ્ટા બાંધો. પટ્ટાની કયાં વાત કરૂં, પણ આ મોટી પેટીઓ વિમાન ઉલટું સુલટું થાય તો અમારા પર જ પડે. પણ હું એ નહોતો ભૂલી ગયો કે અમે ભાર-વિમાનમાં બેઠાં હતાં.

હિન્દમાં હજુ સુધી કોઈ ગુડઝ ટ્રેઈનમાં પ્રવાસ કરવાનો અવસર મળ્યો નહોતો અને ઝુરિચના પેલા સ્વીસ-એરે કેટલી કાળજી રાખી આ વિમાન મારા માટે ગોતી કાઢયું હશે! અને પેલા ઝુરિચ અને વિએનાના વિમાની મથકના અધિકારી કેટલા ભલા! મારો પાસપોર્ટ જોવાનીયે દરકાર ન કરી. હિન્દની ધરતી પર આવા દાખલાઓને કહે છે કે ઇશ્વરે આ લોકોને આંધળાભીંત બનાવી દીધા, આમ મારા માટે અશકયનું શકય બન્યું હતું. આ વિમાનની બહાર વિજયની ધજા ફરકતી હોય તેમ લાગ્યું. ઝેકોસ્લોવેકિયાની હદ ઉપર હવે તો વિમાન ઉડતું હતું, અને આ પ્રાગનું એરોડ્રમ દેખાયું.

બપોરના પ્રાગના હવાઇ મથકે બહુ વરતી દેખાતી નહોતી. અમે ત્રણ એ ભંગાર વિમાનમાંથી ઉતર્યાં. તેના પ્રવેશ સ્થળેથી જ સીધા પાસપોર્ટ બતાવવા અધિકારી પાસે કતારમાં જવું પડે છે. જેવો મારો પાસપોર્ટ મેં બતાવ્યો કે મારા સામું એ એક અધિકારી ઝીણી આંખે જોઇ રહ્યો.

"કયાંથી આવો છો?"

"ઝુરિચથી". મેં જવાબ આપ્યો.

"ઝુરિચથી?" તેને આશ્ચર્ય થયું. "અત્યારે ઝુરિચથી કોઈ વિમાન આવતું નથી. "હું વિએના થઇને આવું છું."

"તમે ઝેકોસ્લોવેકિયામાં ન આવી શકો."

"કાં ભાઈ?" હું અજાણ્યો થઈ ગયો.

"આવવાની તમને મંજુરી નથી."

"આપ પાસપોર્ટ જુઓ."

મને કહે "જોયો છે. બરાબર જોયો છે. તમે નહિ જઈ શકો. તમને ડિટેન્શન ( અટકાયત ) કરીએ છીએ."

પ્રાગના એરોડ્રમ પર મને અટકાયત કરે તે સંભવ તો હતો જ. એવું ધારીને જ હું ઉતર્યો હતો. પરંતુ અહીંઆથી જ અમારૂ વિમાન હિન્દ જવા પગમ દિવસે ઉપડવાનું છે. એ સ્થળે બરાબર હું આવી પહોંચ્યો છુ, મારા મનમાં કોઇ ભીતિ નથી. મેં અધિકારીને કહ્યું: "બહુ સારૂં, હું રોકાયો છું". પછી સામાન લઇને એક ખૂણામાં નિરાંતે બેઠો. મારી નોંધવહી ખોલી અનુભવ લખવા બેઠો. લખતાં લખતાં યાદ આવ્યું કે બહેન વેરાએ મને કહ્યુ હતું કે તમે જાઓ છો તો મુઝ શો નહિ. કઈ મુશ્કેલી આવે તો મને ૨૨૫૧૮૮ નંબર ઉપર ફોન કરજો.

એરોડ્રમ અધિકારીની રજા મેળવી મેં ફોન વેરાને જોડયો. મને સાંભળી વેરા ચમકી પડી.

"બીજે જ દિવસે પાછા પ્રાગમાં!"

"હા, જી. આપનો આભાર માનું છું!"

"કેમ આમ થયું?"

"બહુ લાંબી વાત છે. પણ અત્યારે હું મુશ્કેલીમાં છું." વેરાને મેં કહ્યું.

મેં એને મારી અટકાયતની અને એન્ટ્રી વિસા નથી તેની વાત કરી. મને કહે ત્યાં નિરાંતે બેસો આવીને હું તેડી જઇશ.

ફરી પાછો હું મારા અસલ બાંકડે આવીને બેઠો. અધૂરી રાખેલી નોંધને આગળ ધપાવી. મનમાં વિચાર આવ્યો :– ઝુરિચ જવાનું કયાં હતું? બીજી નોંધ તો ઘણી લખી છે. જો ઝુરિચ

ગયોજ ન હોત, ગયો તો સંજોગો ને ઉભા થયેલા આ બનાવો બન્યા જ ન હોત, તો આ પ્રકરણ ન લખત. એટલામાં વિમાન મથકના અધિકારી મારી પાસે આવ્યા. મને કહે "કોમ્યુનિકેશન મિનિસ્ટરનો ફોન છે. આપ હવે જઈ શકશો." મેં કહ્યું : આભાર. પણ ગામમાંથી મને લેવા આવે છે. પછી જ હું નીકળી શકીશ."

એ પછી તરતજ વેરા આવી. હુ મોટરમાં બેસી ગયો. મારા પ્રવાસની વાતોમાં જ જૂની પરિચિત આરકોર્ન હોટેલ આવી પહોંચી.



લિડિસેહમાં જેમણે પિતા અને પતિ ગુમાવ્યાં એ નિરાધાર બાળકો અને વિધવા સાથે લેખકો : જમણી બાજુથી-શ્રી રામનારાયણ પાઠક ને શ્રી ભાનુભાઈ શુક્લ



## લિદિત્સેહૂનો હત્યાકાંડ

[ ૨૦ ]

"સહુ પ્રતિનિધિઓનો સામાન તૈયાર છે?"

"હા, જી."

"હોટેલના માણસને એ સુપ્રત કરી આપો."

અમારા વ્યવસ્થાપકના આદેશ મુજબ બધો સામાન તૈયાર થઇ ગયો હતો. દૂર ફરવા ગયેલા સહુ આવી ગયા હતા. હિન્દુસ્તાન પહોંચવા સહુનાં મન ઊંચા થઈ ગયા હતાં. ખરીદેલા અને ભેટ મળેલા સામાનના દેશી પોટકાંઓ અદ્યતન આરકોન

ગયોજ ન હોત, ગયો તો સંજોગો ને ઉભા થયેલા આ બનાવો બન્યા જ ન હોત, તો આ પ્રકરણ ન લખત. એટલામાં વિમાન મથકના અધિકારી મારી પાસે આવ્યા. મને કહે "કોમ્યુનિકેશન મિનિસ્ટરનો ફોન છે. આપ હવે જઈ શકશો." મેં કહ્યું : આભાર. પણ ગામમાંથી મને લેવા આવે છે, પછી જ હું નીકળી શકીશ."

એ પછી તત્તજ વેરા આવી. હુ મોટરમાં બેસી ગયો. મારા પ્રવાસની વાતોમાં જ જૂની પરિચિત આલ્કોર્ન હોટેલ આવી પહોંચી.



લિડિત્સેહમાં જેમણે પિતા અને પતિ ગુમાવ્યાં એ નિરાધાર બાળકો અને વિધવા સાથે લેખકો : જમણી બાજુથી-શ્રી રામનારાયણ પાઠક ને શ્રી ભાનુભાઈ શુકલ

"આ ધરતી બોમ્બમારાથી સપાટ નથી બની, પણ હળાથી ખેડીને સપાટ બનાવી છે. જર્મન લોકોને ઝેકોસ્લોવેકિયા લીધા પછી એક પ્રકારના ભયની છાપ લોકોમાં ઉભી કરવી હતી."

'હં.' અમારાથી વધુ બોલાયુ નહિ. એ સ્થળમાથી મૃત્યુ પામેલા માનવી તેમની કબરોમાંથી ખડાં થતા હતા

અમે જરા આગળ ચાલ્યા ત્યારે અનેક સ્ત્રીઓ અને કેટલાક ૧૫-૧૬ વર્ષના કિશોરો દોડીને અમને વિંટળાઇ વળ્યા. યાન ભાઇએ કહ્યું; "આ લોકો એ મૃત્યુ પામેલાઓની વિધવાઓ અને બાળકો છે."

"આ સ્થળે જૂનું ચર્ચ હતુ. ગામડાનો ચોક હતો. નાના સારાં મકાનો હતા. તેમાં ખાણીઆઓનાં કુટુંબ રહેતા હતા. એ બધું જમીન દોસ્ત કરવામાં આવ્યું. એની એકે એક ઈંટ દૂર સુધી ખેંચી ગયા. જમીન પરના ઢગલા પર ટ્રેક્ટર ચાલ્યા. સપાટ મેદાન બનાવી આ લિડિત્સેહનુ નામ નિશાન ભુંસી નાખના નાઝીઓએ ત્રણ દિવસ સુધી ભયંકર પ્રયાસ કર્યો."

અમારી સાથે આવેલા એક સાથીદારે આ કમનશીબ ગ્રામવાસીઓની કથા શરૂ કરી. અમે સહુ શાંત હતા. જમીનદોસ્ત પડેલી ઈંટોમાં અમે જૂની રચનાનું ગામડું જોયુ.

એ દરમ્યાન એક બહેન કંઈક વાત કરતી આગળ આવી. "આ બહેન શું કહે છે? કોણ છે?" અમે પૂછયું:

આનિના એનું નામ હતુ. જુના લિડિત્સેહ ગામમાં આ બહેન રહેતી હતી. નાઝીઓએ આની દરેક સ્ત્રીના પતિને આ સ્થળે મારી નાખ્યા પછી આ સ્ત્રીને જર્મનીમાં સ્ત્રી કેદીઓની છાવણીમાં રાખી હતી. ૧૯૪૫માં જ્યારે યુદ્ધ ખતમ થયુ, જર્મનો

હાર્યો ત્યારે આ બહેન તેની દિકરી સાથે ૧૯૪૫ માં અહીં પાછી ફરી.

આલ્બિનાએ તે દિવસની ભયાનક કથા કહેવા માંડી. આલ્બિના બોલી: "૯ મી જુનની એ રાત હતી. અહીંથી થોડે દૂર એક સરસ નવા મકાનમાં અમે રહેતાં હતાં.

"રાતના બાર વાગ્યે અમે ભર ઉંઘમાં હતાં. અમારાં બારણાં કોઈએ ખખડાવ્યાં. બારણું મેં ઉઘાડયું અને જોયું તો હાથમાં નાનકડી મશીનગન સાથેના નાઝી સૈનિકો હતા. અમને એણે પૈસા અને બીજી કીંમતી ચીજો સાથે લેવાનું કહી દીધું. અમને સમજાયું નહિ કે આમ શા માટે કહે છે. મેં રડતાં બાળકોને એકઠાં કર્યાં અને બહાર ચાલી નીકળ્યાં."

આલ્બિના થોડીવાર થંભી. તેની દિકરી મારી સામે ટીકી રહી હતી. અનુવાદક તેના શબ્દેશબ્દનું ભાષાન્તર કરતો જતો હતો. ધીરે ધીરે અમે આગળ વધતા હતા.

આલ્બિનાએ કહ્યું: "એ પછી અમને આખી રાત શાળામાં રાખ્યાં. વહેલી સવારમાં બંધ લોરીમાં નાખી અમને કલેડો લઈ ગયા. કલેડો ખાતે અમારી પાસે બાળકો હતાં એ ઝુંટવી લીધાં. ૧૬ વર્ષથી મોટી વયના બાળકોને છાવણીમાં લઈ ગયા. તેમાંથી કેટલાકને ગોળીએ દઈ દીધા. નાના બાળકોને તપાસવામાં આવ્યાં. આ બાળકોમાં જે આર્યન જાતિને માફક આવે તેવાં હતાં તેમને જર્મન કુટુંબોમાં મોકલી આપ્યાં. નબળાં અને બીન જરૂરી દેખાતાં બાળકોને આક્રંદ કરતી માતાઓ પાસેથી ઝુંટવી પોલાન્ડમાં આવેલા ગેસ ચેમ્બરમાં ખતમ કરવા માટે મોકલી દીધાં.

"લડાઈ પછી આ બાળકો આવ્યાં?" અમારાથી પૂછાઈ ...

"૧૦૫ લિડિત્સેહ બાળકોમાંથી ૮૮ બાળકો પાછાં ફર્યાં જ નથી. તેઓ કયાં ગયાં, શું થયું તેની આજ પર્યંત કશી ખબર પડી નથી. અમે જ્યારે જર્મનીની છાવણીમાંથી મુક્ત થયાં અને અહીં ઝેક સરહદમાં પ્રવેશતાં હતાં ત્યારે અમારા કુટુંબને—પતિ અને બાળકોને મળવા અમે તલપાપડ હતાં. અમને તે વખતે ખબર નહોતી કે આ બધાંને મારી નાખવામાં આવ્યાં છે."

કમકમાટીભર્યું વાતાવરણ એ વેળા ખડું થયું. આલ્બિના જેવી વિધવાઓના પુરૂષોનું શું થયું? ૯ મી જુનની રાતે એ લોકો કયાં હતા એનો જાણે જવાબ મળતો હોય તેમ બીજા એક બહેને વાત શરૂ કરી.

લિડિત્સેહના પુરૂષોને અને ૧૪ વર્ષથી મોટી વયના કિશોરોને એક ખેતરમાં ઉપાડી ગયા. તેમની સંખ્યા ૧૯૨ હતી. તેમાં ખેડૂત હતા, ખાણિયા હતા, દુકાનદાર હતા, સરકારી નોકરો હતા અને જેમનાં મોઢામાંથી હજુ માનું દૂધે સુકાયું નથી તેવા કિશોરો પણ હતા. આ સહુને ખેતરમાં એક હારમાં ઉભા રાખ્યા. બંદુકો તાકવામાં આવી, ગોળીઓ છુટી અને નિર્દોષ ૧૯૨ ના દેહ ઢળી પડયા. ખેતરમાં ખાડા ગાળી એક સાથે આ શબોને દાટી દીધાં.

નાઝી સૈનિકોએ કોઇ નિર્દોષ છે કે ગુનેહગાર એની તપાસ ન કરી. કતલમાંથી એક પણ માનવીને બાકાત ન રાખ્યું. બહારગામથી શિક્ષક શિમન્ડ આવ્યા હતા તેમને પણ બીજાની સાથે ગોળીએ દઈ દીધા. બીજા શિક્ષકને અને ચર્ચના પાદરીને પણ મારી નાખ્યા.

૯ મી જુને આ હત્યાકાંડ શરૂ થયો. ૧૦ મી જુને બપોર સુધીમાં એક પણ જીવતો વતની લિડિત્સેહમાં હતો નહિ. મકાનો સુરંગથી ઉડાવી દીધાં—બાળી નાખ્યાં. એ પછી બધા ઉભેલા ભીંતડા વ્યવસ્થિત રીતે પાડી દીધાં, આ સ્થળે ગામડું હતું તેની નિશાની તરીકે એક ચિમની પણ ઉભી ન રહે તેની કાળજી રાખવામાં આવી હતી. "

આ કરૂણ કથા અમે સાંભળતા હતા. સંભળાવનાર બહેનની આંખમાંથી ઝનુન ચાલ્યુ ગયું હતું. માત્ર નિર્દયતા સામે જગત પાસે આ પોકાર હતો. એના સંગ્રહસ્થાનનાં બારણામાં પગ મૂક્યો તો વિનાશ પામેલા આ ગામડાની જુદા જુદા સ્થળેથી મેળવેલી વસ્તુઓ અને ફોટોગ્રાફ્સ ત્યાં હતાં. નાઝીઓએ, ગોળાથી ઠાર કરવાથી પ્રારંભ કરી મકાનો જમીનદોસ્ત કરવાની જે નિર્દયતા આચરી હતી તેની ફિલ્મ લીધી હતી. તેના નાઝી લોકોએ બીજા લોકોમાં ધાક ઉભી કરવા ફોટા લીધા હતા. આ સંગ્રહસ્થાનમાં એ ફોટા પણ હતા. આ ફોટા સાથે લિડિત્સેહની નિશાળનાં બાળકોએ હત્યાકાંડના ૭ દિવસ પહેલાં જ તેમના વર્ગ શિક્ષક સાથે જે ફોટો પડાવ્યો હતો તે પણ હતો. નાઝી લોકોએ છાપામાં આ ફોટા છાપીને ઝેક પ્રજાને ચેતવણી આપી હતી કે જાસુસોને આશ્રય આપશો તો જો જો તમારી હાલત લિડિત્સેહ જેવી થશે. આ અખબારો પણ સંગ્રહસ્થાનમાં હતાં.

યાન આવીને અમને લિડિત્સેહની ધરતી પર ઉભા કરેલાં નવાં મકાનોમાં લઇ ગયા. ઝેક અને દુનિયાની પ્રજાએ નિર્ણય કર્યો હતો કે લિડિત્સેહ હંમેશા જીવશે. એ સ્થળે દુનિયાની પ્રજા તરફથી આવેલા શાંતિ ઝંખનાની ભાવનારૂપ ગુલાબોનો બગીચો બનાવ્યો છે. પંડિત જવાહરલાલે ભારતમાંથી પણ ગુલાબ લિડિત્સેહના

બગીચા માટે મોકલ્યા છે. ત્યાં આવેલા મકાનમાં અમે ગયા. ઝેક સરકારે પાછા ફરતા લિડિત્સેહવાસી માટે આ મકાનો તૈયાર કર્યાં છે. આ સ્થળે ૮૧ લિડિત્સેહની સ્ત્રીઓ અને ૧૧ બાળકો પાછાં ફર્યાં છે. કેટલીક સ્ત્રીઓએ ફરી લગ્ન કર્યાં છે અને હવે નવી જ દુનિયા ઉભી થઈ છે. જે ૨૦૩ સ્ત્રીઓને જર્મનો તેમની છાવણીમાં લઇ ગયા હતા તેમાંથી તો ઘણી ત્યાં જ મરી ગઈ. ૧૪૩ સ્ત્રીઓ પાછી ફરી તે પૈકી ઘણી સ્ત્રીઓ હોસ્પિટાલમાં સીધી દાખલ થઈ. મીસીસ કાસ્લોવા કેન્સરથી મરી ગઇ.

દિકરી હેના સ્પોટોવા ૧૯૪૭ સુધી જડી નહોતી. જર્મન શહેર ફ્રેંકફર્ટમાંથી એ મળી આવી. એના પાલક પિતા પાસે માત્ર આટલું કાર્ડ હતું. **હેના સ્પોટોવા: ક્લેડોના કામદાર કુટુંબમાં જન્મ; ૧૯૪૨માં જર્મનીમાં તેને પુનઃ વસાવવામાં આવી છે.** જ્યાં આ ૧૯૨ શહીદોને દાટવામાં આવ્યા હતા એ સ્થળે થોડીવાર અમે મૂંગા ઉભા રહ્યા. માનવતાને જગાડવા મૃતાત્માઓને અંજલિ આપી.

આ ગામની કમનશીબ વિધવાઓ અને બાળક-બાળકોને અમે લિડિત્સેહની ધરતી પર મળ્યા. હજુ વરસાદ ધીરે ધીરે ચાલુ હતો. આ માનવીઓ ફરીથી પલટાતી દુનિયાના ઘડતર માટે લાગી ગયા હતા. તેમની આંખોમાં યુદ્ધ માટે ભય હતો, પરંતુ બાજુમાં જ આશાવાદી ગુલાબનો બગીચો તેની દરેક પાંખડી ખીલવી સુવાસ મહેકાવી રહ્યો હતો.



ઝેકોસ્લોવેકિયામાં વધુ બાળકોની ઝુંબેશ ચાલે છે. બાળક દીઠ સાલીયાણું આપે છે. એક બાળકે ૭૦ ક્રાઉન, બે બાળકે ૧૭૦, ત્રણે ૩૧૦, ચારે ૫૦૦, પાંચે ૭૦૦ અને છ બાળકે ૧૦૦૦ ક્રાઉન માબાપને મળતા હોય છે.



## મધરાતે દિલ્હી

## [ ૨૧ ]

લિડિસેહથી પાછા ફરતાં બસ એરોડ્રમ પર ક્યારે પહોંચી એની ખબર પડી નહિ. એટલું ઝાંખું ઝાંખું યાદ આવે છે કે રસ્તા ભીંજાયેલા હતા. પાણી ઉપર ચાલતાં પૈડાંનો અવાજ અને પસાર થતાં ખેતરોના સપાટ પ્રદેશ ત્યાં હતા. મનમાં ચકડોળ ચડ્યો હતો. આ ભૂમિ ઉપર યુદ્ધે કેટલા માનવીઓનો સંહાર કર્યો! લિડિસેહની માતાઓથી વિખૂટાં પડેલાં બાળકોની ચીસો જાણે પૈડાંથી દબાતી ધરતી પરથી જાગતી હોય તેમ આકાર લેતી હતી.

વિમાની મથકે પહોંચતાં જ ખબર પડી કે એરોપ્લેન હજુ આવ્યું નહોતું. રસ્તામાં વિમાનનું યંત્ર ખરાબ થયું હતું, અને હોલાંડના આમ્સ્ટર્ડામ વિમાની મથકે રોકાયું હતું. પ્રાગ ક્યારે આવી પહોંચશે તે અનિશ્ચિત હતું. આ સમાચારથી ભારત પહોંચવાની આતુરતા વધી પડી હતી. હવે તો ઘડીના ય વિલંબ વિના હિન્દુસ્તાન કોઇ પહોંચાડી દે તો સારું એમ થતું હતું. અમને બપોરે વિદાય આપવા મોટી સંખ્યામાં ઝેક યુવક-યુવતીઓ આવ્યાં હતાં. કલાકો સુધી એ લોકો વિદાય આપવા રોકાયાં હતાં. વિમાનના સ્ટેશનની વિશાળ ખુલ્લી લોબીમાં અમને સંખ્યાબંધ પ્રશ્નો પૂછી ભારતની સાથે દોસ્તી બાંધી લેતાં હતાં.

સંસ્કૃત અને બંગાળી જાણતા ડૉ. ફ્રુસાન, ઝેક સરકારના ભારતીય સંસ્કૃતિ માટેના ખાતાના જરોસ્લાવ, હિન્દી અને અંગ્રેજી જાણતી વિદુષી મિલેના, ખૂબ મળતાવડા ગુસ્મન અને ઉર્દુભાષી અમારા દોસ્ત યાન છૂટા પડતાં પહેલાં અમારી સાથે ધરાઇને વાત કરી લેતાં હતાં. વિમાનને આવતા ભારે વિલંબ થવા છતાં આ લોકો કોઈ પોતાના ઘેર જતા નહોતાં ! ભારતીય લોકોથી વિખૂટા પડવું જાણે આ બધા ભાઇઓને ગમતું ન હોય તેવું વાતાવરણ સરજાયું હતું. ભારત અને ઝેક સરકાર વચ્ચે આવેલું ભૌગોલિક અંતર અને રાજ્યના વાડાઓ ભુંસાઈ ગયાં હતાં. એક કુટુંબના માણસોની જેમ વિંટળાઇ વળી, સહુ પ્રવાસના છેલ્લા દિવસનો મેળો કરી લેતાં હતાં.

સાંજ પડી. હજુ આકાશ પાણી વરસાવ્યા કરતું હતું. વિમાનનું સમારકામ હવે થઈ ગયું છે તેમ આમસ્ટર્ડામથી સંદેશો આવ્યો હતો. રાહ જોઈને થાકેલાં ઝેક અને ભારતીય પ્રતિનિધિઓએ ગોળ કુંડાળામાં ફરતાં સંગીતની ભૂમિકામાં સમૂહનૃત્ય શરૂ કર્યું : શ્રી પી. કે. અત્રે, એક દક્ષિણી સંગીતકાર,

આનંદમાં મસ્ત બની ગયા હતા. મોડે સુધી આ કાર્યક્રમ ચાલ્યો. રાત્રે વિમાન આવી પહોંચ્યું.

થોડીવારે પરમેશ્વરન્ અને પેરિનબહેન પ્રતિનિધિઓ પાસે આવી પહોંચ્યાં. કહેવા લાગ્યા કે તમારે સહુએ સામાન ઓછો કરી નાખવો પડશે. વિમાનમાં બોજો વધી જાય છે.

જાણે ભારતમાં વતનગાંથી નીકળતા હોય અને ઘેર સામાન છોડીને જવાનું હોય તેવી સૂચના મળી હતી. ભેટ મળેલાં પુસ્તકોનો ગાંસડો. રેકોર્ડો, કોઇની પાસે રમકડાં, તો કોઇની પાસે કેમેરા, રેડિયો અને ટાઇપરાઇટરો હતાં. બહેનોને હેલસીંકીથી પ્રાગ સુધી મળેલી ભેટો પણ સારા જથ્થામાં હતી. સહુ આવ્યાં હતાં તેના કરતાં પાછા ફરતાં બોજો બમણાથી વધી ગયો હતો.

શ્રી ઝવેરી, શ્રી વજુભાઇ, શ્રી વિમલા કપુર અને બીજા અનેક મૂંઝાયાં. રેડિયો અને બીજી મોટી પેટીઓ છોડી દીધી. આમ છતાં વિમાનમાં વજન વધતું હતું. છેવટે વિમાનીએ સાથે પેટ્રોલ ઓછું લેવાનું નક્કી કર્યું. આજ આખો દિવસ પ્રતીક્ષામાં રોકાયેલાં સહુનાં જ્ઞાન તંતુઓ તંગ થઈ ગયા હતા, થાકયા પણ હતા. રાત્રે ત્રણ વાગ્યે સહુ વિમાનમાં બેઠા ત્યારે નીચે વરસતા વરસાદમાં સીત્તેરથી એંસી એક ભાઇ બહેનો હાથ ઉંચા કરી વિદાય આપતાં હતાં. અમને લઇને ભારત આવવા એ ભારેખમ વિમાન ઉપડી ચુકયું.

ભારતની દિશામાં અમારૂં વિમાન સતત ઉડી રહ્યું હતું. પ્રાગથી ઉડયા પછી પહેલું વિમાની મથક રેંકફોર્ટ આવ્યું. રોમમાં અમે રોકાયા. દાઢી કરી; ગરમી લાગતી હતી, હાથ મ્હોં ધોયાં, જમ્યા. મનમાં થયું કે ભારત આવીએ છીએ તે તારથી

ખબર આપી દઇએ. તારઘર જઇને લખેલો તાર આપ્યો. તારના ૩૫ રૂપીઆ માગ્યા. વિનયથી તાર પાછો માગી દિલ્હીથી ઘેર તાર કરવાનું રાખ્યું.

કરાંચી હવાઇ મથકે સખત ગરમીમાં એરોપ્લેનમાં અમને અરધા કલાક ઉપરાંત બેસાડી રાખ્યા. શ્રી મુકિતલાલ મોદી ભારે અકળાઇ ઉઠ્યા હતા. તપાસ કરવામાં આટલો કેમ વિલંબ કર્યો તેની હજુ અમને જાણ થઈ નહિ. બપોરે ભૂખ્યા પણ થયા હતાં. સિંધની ધરતી પર પરસેવાથી રેબઝેબ હતા. પાસપોર્ટ બતાવી સહુ ભોજનના ટેબલ પર બેસી ગયા. પીરસનારા હિન્દી બોલનારા ઘણા વખતે મળ્યા આ લોકો ભારતથી અલગ પાકીસ્તાની છે એ વિસરાઈ જતું હતું. દુનિયાના કોઈ છેડે વિમાનમાં અમને આટલું બેસારી રાખ્યા નહોતા, માત્ર તે પરથી જ આ પાકીસ્તાન છે તેમ લાગતું હતું.

આ ઉપડયું વિમાન. રાત પડી ગઇ હતી. આકાશમાં તારા દેખાતા હતા. નીચેથી ભારતની ધરતી પસાર થતી હતી. એ ગુજરાત હતું કે મહારાષ્ટ્ર, રાજસ્થાન હતું કે મધ્યપ્રાંત તેની કલ્પના પણ નહોતી આવતી. એ પછી દૂરથી દિવા દેખાયા.

કોઇએ કહ્યું : "દિલ્હી આવ્યું."

વિમાનમાં સહુ સળવળી ઉઠ્યા. કલાકોની સ્થગિત બેચેની પછી ચેતન દેખાતું હતું. તાળીઓના ગડગડાટથી આ વધાઇને વધાવી લીધી. "દિલ્હી દેખાયું" અને વિમાને દિલ્હી ઉપર ચક્કર લગાવવા શરૂ કર્યા.

આજ હવાઇ મથક પરથી અમે સહુ રાત્રે ઉપડયા હતા. ત્યાંજ મધરાતે આજેઉતર્યા. વિજળી ઝળકતી રોશનીમાં બંગાળી,

બિહારી, આસામી, પંજાબી અને બીજા મિત્રોની અમે વિદાય લઈએ છીએ. સહુ સહુનાં રહેઠાણે જવા ઉતાવળા ને અધીર થયા છે. દિલ્હીના રાત ઠંડો પવન લાવતી હતી.

થોડીવારે ટેક્ષી દીલ્હીના રૈલ્વે સ્ટેશન પાસે આવેલા ગુજરાતી સમાજ પાસે અમને લઇને આવી ઉભી રહી. અમે ઉતરી ગયાં.

ડ્રાઇવરે કહ્યુ "સાહેબ તમારો સામાન ગણી લ્યો !"

પરદેશમાં આવુ અમને કોઇએ કહ્યું નહોતું. ડ્રાઈવર સામે અમે જોઈ રહ્યાં. દિલ્હીમાં આવી પહોંચ્યા છીએ તેમ હવે ચોકસ લાગતુ હતુ.

એના હાથમાં પૈસા મૂકી દીધા. ભારતના પાટનગર દિલ્હીના માર્ગ ઉપર મધરાતે અમે ઉભા હતા.



## શ્રી રામનારાયણ ના. પાઠકકૃત પુસ્તકો

**નવલ કથા**

પચાસ વર્ષ પછી
આવતી કાલ
જગતનો તાત
ખાંડાની ધાર
માનવતાના મૂલ
સુવર્ણ મૃગ
સાથી
સોહાગ

**કિશોર વાંચન**

ભારતના બહાદુરો
ભારતની વીરાંગનાઓ
આપણા દેશની વાત ભા. ૧–૨–૩
ગુજરાતી ઐતિહાસિક ગૌરવ
મહાકાવ્યની રસ કથાઓ
રાજકોટ સત્યાગ્રહ
વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્ર
સિંહાસન બત્રીસી
છોટા રૅંજે માબાપ
વેરનો વારો



**જીવન કથા**

ગાંધી બાપુ ભા. ૧–૨
ગૌતમ બુદ્ધ
સત્યાગ્રહી શહીદો
ભક્ત સુધમા
ગીજુભાઇ

**પ્રવાસ કથા**

પ્રવાસ વર્ણન
પલટાતી દુનિયાના દર્શને (શ્રીભાનુભાઇ શુક્લ સાથે)
પ્રવાસ પત્રો
કાળા પાણીને પેલે પાર

: પ્રાપ્તિ માટે લખો :

રામનારાયણ પાઠક
મુ.તરવડા : જી. અમરેલી.

ભારતી સાહિત્ય સંઘ
ગાંધી માર્ગ : અમદાવાદ

શ્રી રામનારાયણ ના. પાઠક કૃત-

# અનુવાદનાં પુસ્તકો

કાયા કલ્પ : ભા. ૧-૨-૩
લેખક : પ્રેમચંદજી

મારો પરિવાર
રશિયન માતાની આત્મકથા

ગુરુ શબરી
બાપુજીની વાતો
કસ્તુરબા ગાંધી
બાજી પ્રભુ દેશપાંડે
ગો સેવા શા માટે
તિરૂ વલ્લુવર
ગંગાજી
તીર્થરાજ પ્રયાગ

પ્રાપ્તિસ્થાન :—

રામનારાયણ પાઠક
મુ. તરવડા : જી.અમરેલી

ભારતી સાહિત્ય સંઘ
ગાંધી માર્ગ : અમદાવાદ